महाकवि कालिदास विरचितं

# श्रीरघुवंशम्-द्वितीयसर्गः

## मोक्षमंदीर-अमदावाद.



પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦.

સં. ૧૯૭૮ - किंमत रु. ०-५-६. સને ૧૯૨૨

સંશોધક અને ટીકાકાર, રામશંકર મોનજી ભટ, મોક્ષમંદીર-અમદાવાદ.

પ્રકાશક, શા. ભોગીલાલ બાલાભાઇ બી. એ. ધનાસુનારની પોળ-અમદાવાદ.



પ્રસ્તાવના માટે પ્રથમ સર્ગ વાંચશો. સંવત ૧૯૭૮.

# श्रीरघुवंशम्.

## द्वितीयः सर्गः

[ **વિનંતી**—પાયા વિનાની ઇમારત–કેટલાએક ભાઇઓ જેઓ પ્રથમ સર્ગને ભણુતા નથી તેઓ પાયા વગરની ઇમારત બાંધનારા છે–મંગળાચરણુ વિના કાર્ય કરનારા છે–કવિશ્રીની સાચી ખુબીને સમજનારા નથી. કોઇ તેને શાપીત સર્ગ કહે છે. પ્રથમ સર્ગ અગર મંગળ સર્ગ શાપીત હોય તો આખો ગ્રન્થ પણ શાપીત ગણાય. એ શાપ નથી પણ પુજ્ય પ્રત્યેના આચરણુની વિધિનું સૂચન છે. તે ઉપરાંત ઇક્ષ્વાકુ વંશનું ગૌરવ, દિલીપ તથા સુદક્ષિણા રાણીનું પવિત્ર જીવન, તે બેઉનો ગુરૂમાં વિશ્વાસ, ગુરૂ પાસે કેવી ઢબથી જવું, ગુરૂ વસિષ્ઠના પવિત્ર આશ્રમનો દેખાવ, સાયંકાળે આશ્રમોમાં થતી ક્રિયાનો ચિતાર, આશ્રમમાં મૃગોની નિર્ભયતા, અને છેવટે ગુરૂ વસિષ્ઠની શક્તિ અને તેમની દિલીપ પ્રત્યે ઝળકતી શિષ્ય ભાવના વિગેરે સુંદર વિષયો પ્રથમ સર્ગમાં છે, તેને તજવા જેવો સર્ગ કેમ ગણાય ! આતોં ભરતખંડનું ગૌરવ છે–આતો આર્યોનું જુનું નાણું છે–કવિ કાળીદાસની મંગળ પ્રભાત છે. ]

**अथ प्रजानामधिपः प्रभाते, जायाप्रतिग्राहितगंधमाल्याम् ।**
**वनाय पीतप्रतिबद्धवत्सां, यशोधनो धेनुमृषेर्मुमोच ॥ १ ॥**

**પદચ્છેદ:**–अथ=निशानयनानन्तरं=પ્રથમ સર્ગમાં બતાવ્યા પ્રમાણે રાત્રી પસાર કરીને. प्रजानाम् अधिपः=प्रजेश्वरः=રાજા દિલીપ. ( अधिकं पाति [ રક્ષણ કરે છે ]=इति अधिपः ). यशः एव धनं यस्य सः यशोधनः=યશ રૂપી જેની પાસે લક્ષ્મી છે એવો દિલીપ. मुमोच=( ગાયને ) છોડી. प्रभाते=प्रातःकाले=સવારમાં. वनं गन्तुम्=वनाय=વનમાં જવા માટે. जाया=पुत्रजननयोग्यत्वम् अनुसंधेयम्=જે સંતાન પામી માતા બનવા લાયક છે તે રાણી. तथाहि श्रुतिः ‘पतिर्जायां प्रविशति, गर्भो भूत्वेह मातरम् । तस्यां पुनर्नवो भूत्वा, दशमे मासि जायते । तज्जाया जाया भवति, यदस्यां जायते पुनः ।’ इति । गंधश्च माल्यञ्च–गंधमाल्ये=ચંદન તથા પુષ્પ. जायया प्रतिग्राहिते–जायाप्रतिग्राहिते. जायाप्रतिग्राहिते गंधमाल्ये यया सा–जायाप्रतिग्राहितगंधमाल्या–ताम्–जायाप्रतिग्राहितगंधमाल्याम् = રાણીથી અપાએલા ચંદન તથા પુષ્પ જેણે સ્વીકાર્યાં છે એવી ( ગાયને ). पीतं

पानम् अस्यास्तीति=पीतः=જેણે દુધ પીધું છે તે. आदौ पीतः पश्चात् प्रतिबद्धः वत्सः यस्याः सा–पीतप्रतिबद्धवत्सा–ताम्–पीतप्रतिबद्धवत्साम्=જેની વાછડીએ પ્રથમ દુધ પી લીધું છે તથા જેની વાછડીને પછી બાંધી છે એવી ( ગાયને ) ऋषेःधेनुम्=ૠષિની ગાયને.

અર્થ—ઉપર પ્રમાણે રાત્રી પસાર થયા પછી સવારમાં પ્રજાના પાળનાર તથા યશરૂપી ધન જેની પાસે છે એવા દિલીપ રાજાએ, ચંદન અને પુષ્પથી રાણીએ જેની પુજા કરી છે એવી તથા જેની વાછડીને પ્રથમ દૂધ પાઇને ખીલે બાંધી દીધી છે એવી વસિષ્ટ મુનીની નન્દીનિ ગાયને વનમાં લઈ જવા માટે છોડી.

(1) Then King Dilipa, the treasure of reputation released the cow of the sage for the forest, his wife having first worshipped her with sandal and flowers. The young one of the cow had its fill of drink and then had been tied to its post.

**तस्या खुरन्यासपवित्रपांसु, मपांसुलानां धुरि कीर्तनीया ।**
**मार्गं मनुष्येश्वरधर्मपत्नी, श्रुतेरिवार्थस्मृतिरन्वगच्छत् ॥ २ ॥**

પદચ્છેદ:–तस्याः मार्गं=તે ગાયના માર્ગને એટલે ગાયના માર્ગમાં. खुराणाम् न्यासाः [ મુકવું તે અગર સ્થાપવું તે ]–खुरन्यासाः तैः पवित्राः पांसवः [ રજકણો, ધુળ ] यस्य सः–खुरन्यासपवित्रपांसुः तम्–खुरन्यासपवित्रपांसुम्=ગાયની ખરીઓ મુકવાથી જે ધુળ પવિત્ર થઇ છે તે ધુળવાળા ( માર્ગને અગર માર્ગમાં ). पांसवः=दोषाः–पांसवः आसाम् सन्ति इति पांसुलाः=દોષવાળી સ્રીઓ. न पांसुलाः इति अपांसुलाः तासाम्–अपांसुलानाम्=પતિવ્રત પાળનારી સ્રીઓના. धुरि=अग्रे=મુખ્યમાં. कीर्तनीया=परिगणनीया=વખાણ ને લાયક (રાણી). मनुष्याणाम् ईश्वरः–मनुष्येश्वरः–तस्य धर्मपत्नी–मनुष्येश्वरधर्मपत्नी=રાજાની રાણી સુદક્ષિણા. स्मृतिः श्रुतेः अर्थं अन्वगच्छत् इव=જેમ સ્મૃતિ શ્રુતિના અર્થની પાછળ ચાલે છે તેમ. अन्वगच्छत्=(રાણી ગાયની)પાછળ પાછળ ચાલી.

અર્થ—જેમ સ્મૃતિ વેદના અર્થની પાછળ પાછળ ચાલે છે તેમ પતિવ્રતા સ્રીઓમાં અગ્રભાગને ભોગવતી–વખાણને પાત્ર–દિલીપરાજાની રાણી સુદક્ષિણા, તે ગાયનો માર્ગ કે જે ખરીઓના પડવાથી પવિત્ર ધૂળવાળો થયો હતો તે માર્ગમાં–તે ગાયની પાછળ પાછળ–ચાલી.

(2) That dutiful queen Sudakshina, considered foremost among chaste women, followed her (cow's) path as smriti follows the meaning of Sriti. The path on which the cow had passed had its dust purified by the prints of her hoofs.

**निवर्त्य राजा दयितां दयालुस्तां सौरभेयीं सुरभिर्यशोभिः ।
पयोधरीभूतचतुः समुद्रां, जुगोप गोरूपधरामिवोर्वीम् ॥ ३ ॥**

પદચ્છેદ:–ताम् दयितां निवर्त्य=તે રાણીને પાછી વાળીને (રાજા)- दयालुः राजा=कारुणिकः राजा=દયાવાળો દિલીપ રાજા. यशोभिः सुरभिः [ मनोज्ञः ]=યશે કરીને સુંદર (રાજા). जुगोप=ररक्ष=રક્ષણ કરતો હતો. सौरभेयीं=कामधेनुसुतां, नन्दिनीम्=નન્દિનીને. धरन्ति इति धराः–पयसां धराः पयोधराः=स्तनाः॥ न पयोधराः अपयोधराः–अपयोधराः पयोधराः संपद्यमानाः ( થએલા ) इति पयोधरीभूताः–पयोधरीभूताश्चत्वारः समुद्राः यस्याः सा पयोधरीभूतचतुःसमुद्राः ताम्–पयोधरीभूतचतुःसमुद्रां=ચાર સમુદ્ર જેના સ્તન બન્યા છે એવી પૃથ્વીને–उर्वीम्. તેનો બીજી રીતે ગાયના પક્ષમાં સમાસ કરી એતો–पयसा अधरीभूताः ( તુચ્છકાર્યા છે ) चत्वारः समुद्राः यस्याः सा–पयोधरीभूतचतुःसमुद्रा–ताम्–पयोधरीभूतचतुःसमुद्रां=ચાર સમુદ્રો જેના દુધના હીસાબમાં નથી એવી કામધેનુ ગાયની નન્દિનીને. जुगोप =રક્ષણ કરતો હતો.गोः रूपं=गोरूपं–गोरूपस्यधरा–गोरूपधरा–ताम्–गोरूपधरां =ગાયરૂપ પૃથ્વીનું. इव=જાણે उर्वीम्=પૃથ્વીને.

અર્થ—યશોથી સુંદર અથવા યશોથી પ્રખ્યાત એવા દિલીપ રાજાએ તે રાણીને પાછી વાળીને ચાર સમુદ્રોરૂપી આંચળવાળી પૃથ્વીનું જાણે રક્ષણ ન કરતો હોય તેમ સુરભિની પુત્રી એવી નંદિની નામની ગાયની રક્ષા કરતો હતો.

(3) The King looking charming on account of his holy reputation persuaded his beloved queen to turn back and himself protected नन्दिनी the daughter of सुरभि as if she was the earth incarnate with her udder and teats representing the four oceans.

**व्रताय तेनानुचरेण धेनोर्न्यषेधि शेषोऽप्यनुयायिवर्गः ।
न चान्यतस्तस्य शरीररक्षा, स्ववीर्यगुप्ता हि मनोः प्रसूतिः ॥ ४ ॥**

**પદચ્છેદ:**–व्रताय=વ્રતને માટે. अनुचरति इति अनुचरः तेन अनुचरेण. धेनोः तेन अनुचरेण=ગાયની પાછળ પાછળ ચાલનાર તે દિલીપ રાજાથી. न्यषेधि ( આ શબ્દ કર્મણીરૂપ–પ્રથમાનું એ+વ. છે )=પાછો વાળ્યો–शेषः अपि अनुयायिवर्गः=થોડા સરખા સેવકો હતા તેને પણ. अनुयान्ति इति अनुयायिनः–तेषाम् वर्गः–अनुयायिवर्गः=સેવક લોકો. च= અને. तस्य=દિલીપના. शरीरस्य रक्षा शरीररक्षा=શરીરની રક્ષા. अन्यतः न=બીજા કોઇ તરફથી ( રક્ષા થતી ) નહી. हि=કારણ કે स्वस्य वीर्यं–स्ववीर्यं–स्ववीर्येण गुप्ता–स्ववीर्यगुप्ता=પોતાના બળથી રક્ષાએલી. मनोः प्रसूतिः ( प्रसूयते इति प्रसूतिः=संततिः ) મનુરાજાના વંશજો.

**અર્થ**—વ્રતને માટે ગાયની પાછળ પાછળ ચાલતા દિલીપે રાજ્યમાંથી પોતાની સાથે આવેલા થોડા સરખા સેવકોને પણ પાછા વાળ્યા ( આમ થયા પછી ) તેની શરીરની રક્ષા બીજા કોઇથી થતી નહીં ( એટલે તેની સાથે એક પણ નોકર નહોતો ) કારણ કે મનુના વંશજો પોતાના જ બળથી રક્ષાતા હતા ( એટલે બીજાના બળ ઉપર આધાર રાખવો ન પડે તેવા તે બળવાન હતા ).

(4) Thus following the cow for the completion of his spiritual vow, the king even dismissed the small residue of attendants. Because the descendants of Manu stand on their own feet and hence do not require any protection from the hands of others.

**आस्वादवद्भिः कवलैस्तृणानां, कण्डूयनैर्दंशनिवारणैश्च ।**
**अव्याहतैः स्वैरगतैः स तस्याः, सम्राट् समाराधनतत्परोऽभूत् ॥५॥**

**પદચ્છેદ:**–आस्वादाः सन्ति येषाम् ते आस्वादवन्तः तैः–आस्वादवद्भिः=रसवद्भिः–स्वादयुक्तैः=સ્વાદવાળાં, મીઠાં. तृणानाम् कवलैः= ઘાસના કોળીયા અગર નાની નાની પુળીઓ. कण्डूयनैः=खर्जनैः=ગાયને ખણવાથી અગર પંપાળવાથી. दंशानाम् ( वनमक्षिकाणां ) निवारणानि–दंशनिवारणानि तैः दंशनिवारणैः=કરડી ખાતી માંખીઓ ઉડાડવાથી. च= અને. न व्याहतानि अव्याहतानि तैः अव्याहतैः=प्रतिहतैः=ન અટકાવે તેવી ( ગતિથી ). स्वैर=વિશેશણ છે તેનો અર્થ પોતાની. स्वैराणि चलानि गतानि च स्वैरगतानि–तैः–स्वैरगतैः=स्वच्छन्दगमनैः=મરજી પ્રમાણે

ચાલવાથી. सः सम्राट्=તે ચક્રવર્તિ રાજા. (सम्यक् राजते इति सम्राट्) तस्याः=धेन्वाः=તે નન્દિની ગાયના=सम्यक् आराधनं समाराधनं–तस्मिन् तत्परः–समाराधनतत्परः=સેવામાં તત્પર. अभूत्=હતો.

**અર્થ**—તે ચક્રવર્તિ રાજા દિલીપ, તે નન્દિની ગાયને સ્વાદિષ્ટ–કોમળ–ખડના કોળીયા આપવાથી, તેને ખંજવાળવાથી અગર પંપાળવાથી, તેને કરડી ખાતી માખીઓને ઉડાવવાથી તથા તેને જ્યાં જવું હોય ત્યાં જવા દેવાથી અગર તે ગાયની જવા દેવા વિગેરે, શેવાના કાર્યમાં તત્પર હતો.

(5) That universal sovereign (strove himself) to propitiate the cow by bringing other sweet morsels of grass, now and then rubbing her sides to keep the gnats off from her body and allowing her to graze anywhere she pleased.

स्थितः स्थितामुच्चलितः प्रयातां, निषेदुषीमासनबन्धधीरः ।
जलाभिलाषी जलमाददानां, छायेव तां भूपतिरन्वगच्छत् ॥६॥

**પદચ્છેદ**:–स्थितः स्थिताम्=તે ગાય ઉભી રહેતી ત્યારે દિલીપ રાજા ઉભો રહેતો હતો. उच्चलितः प्रयातां=તે ગાય ચાલતી ત્યારે દિલીપ ચાલતો હતો. निषसाद इति निषेदुषी–ताम् निषेदुषीम्=તે ગાય બેસતી ત્યારે. आसनस्य बन्धः–आसनबन्धः तस्मिन् धीरः आसनबन्धधीरः=બેસી જતો હતો. जलं अभिलषति इति जलाभिलाषी=જળની આશા રાખતો હતો એટલે જળ પીતો હતો. जलं=જળને. आदत्ते इति आददाना–ताम्–आददानां=( જળને ) ગ્રહણ કરતી ત્યારે. छाया+इव =છાયાની માફક. तां=તે ગાયની ( પાછળ ). भूवः पतिः भूपतिः=રાજા. अन्वगच्छत्=પાછળ પાછળ ચાલ્યો.

**અર્થ**—તે ગાય જ્યારે ઉભી રહેતી ત્યારે દિલીપ રાજા ઉભો રહેતો હતો, ચાલતી ત્યારે ચાલતો હતો, બેસતી ત્યારે બેસતો હતો, જળ પીતી ત્યારે જળ પીતો હતો–એ પ્રમાણે–છાયાની માફક તે ગાયની પાછળ પાછળ તે રાજા ચાલતો હતો.

(6) The King used to stop only when she stopped, moved only when she began to move, sat down only when she lay down at her ease and wished to drink water only when she had already

quenched her thirst,—thus he served the cow by following her like the shadow of a man following his body.

**स न्यस्तचिन्हामपि राजलक्ष्मीं, तेजोविशेषानुमितां दधानः ।**
**आसीदनाविष्कृतदानराजिरन्तर्मदावस्थ इव द्विपेन्द्रः ॥ ७ ॥**

**પદચ્છેદ:**–सः તે રાજા. न्यस्तानि ( परिहृतानि ) चिह्नानि ( छत्र चामरादीनि) यस्याः सा–न्यस्तचिह्ना–ताम्–न्यस्तचिह्नाम्=જેણે છત્ર ચામર આદિ ચિન્હોનો ત્યાગ કર્યો છે એવી ( રાજ લક્ષ્મીને ). अपि=પણ. राज्ञः लक्ष्मीः राजलक्ष्मीः ताम्–राजलक्ष्मीम्=રાજની લક્ષ્મીને. तेजसः विशेषः–तेजोविशेषः–तेजोविशेषेण अनुमिता–तेजोविशेषानुमिता–ताम्=વિશેશ તેજથી અનુમાન કરાતી એવી ( રાજ લક્ષ્મીને ). धत्ते इतिदधानः= ધારણ કરતો હતો. आसीत्=હતો, જણાતો હતો. अनाविष्कृता ( નહીં પ્રગટ થએલી ) दानस्य ( મદની ) राजिः ( રેખા ).–यस्यः सः–अनाविष्कृतदानराजिः=જેના ગંડસ્થળમાંથી નીકળતી મદની રેખાઓ હજી પ્રગટ થઈ નથી એવો ( હાથી ), अन्तर्गतामदावस्था यस्य सः–अन्तर्मदावस्थः=મદની અવસ્થા અંદર છે એવા ( હાથી ). इव=જાણે. द्वाभ्याम् पिबंति इति द्विपाः तेषाम् इन्द्रः द्विपेन्द्रः=હાથી.

**અર્થ**—છત્ર ચામર વીગેરે રાજઠાઠનો ત્યાગ કર્યો હતો તોપણ તેના પ્રભાવ અગર તેના તેજથી તે દિલીપ રાજલક્ષ્મીને ધારણ કરતો હતો. જેના ગંડસ્થળમાંથી મદની રેખાઓ પ્રગટ થઇ નથી તથા જેની મદની અવસ્થા અંદર છે એવા હાથીની જેવો તે જણાતો હતો.

(7) Even in the absence of his royal emblems, the King still appeared to hold the kingly splendour only on account of an infinite lustre that surrounded him; He thus resembled an elephant in a state of madness within but whose temples had not yet begun to stream out the maddening sweat.

**लताप्रतानोद्ग्रथितैः स केशैरधिज्यधन्वा विचचार दावम् ।**
**रक्षापदेशान्मुनिहोमधेनोर्वन्यान्विनेष्यन्निव दुष्टसत्त्वान् ॥ ८ ॥**

**પદચ્છેદ:**–लतानां=वल्लीनां=વેલોના. प्रतानाः=વાંકા તંતુઓ. लतानां प्रतानैः उद्ग्रथिताः ( ગુંથાએલા )–लताप्रतानोद्ग्रथिताः–तैः–लता-

प्रतानोद्ग्रथितैः=વેલાઓના વાંકા તંતુઓથી ગુંથાઇ ગયેલા ( વાળો ) થી. सः=તે. केशैः વાળોથી. ( उपलक्षितः=જણાતો હતો. આ શબ્દને આ શ્લોકમાં છે એમ સમજવો ). ज्यां अधिरूढं-अधिज्यं-अधिज्यं धनुः यस्य सः अधिज्यधन्वा ( મુળ धन्वन् શબ્દ છે )=જેના ધનુષ્યની દોરી ચડાવેલી છે એવો ( દિલીપ ). विचचार=ફરતો હતો. दावं=वनं=વનમાં. ' वने च वनवह्नौ च दवो दाव इहेष्यते ' इति यादवः । रक्षायाः अपदेशः रक्षापदेशः-तस्मात्-रक्षापदेशात्=રક્ષાના બહાનાથી. मुनिहोमधेनोः= મુનીની હોમ ધેનુના. वने भवाः वन्याः तान् वन्यान्=વનના, જંગલી. दुष्टाश्च ते सत्वाश्च दुष्टसत्वाः तान्-दुष्टसत्वान्=દુષ્ટ પ્રાણીઓ, શીકારી પ્રાણીઓ. विनेष्यति इति विनेष्यन्+इव=જાણે શીક્ષા કરશે શું.

**અર્થ**—લતાના વાંકા તંતુઓથી ગુંથાઈ ગએલા વાળોથી એટલે એવા વાળો વાળો તે દેખાતો હતો, મુનીની હોમ ધેનુના રક્ષણના બ્હાનાથી જેણે ધનુષ્યની દોરી ચડાવી દીધી હતી એવો દિલીપ, જાણે જંગલી-શીકારી વાઘ વરૂ આદિ પ્રાણીઓને શિક્ષા કરશે કે શું એવો દેખાતો વનમાં ફરતો હતો.

(8) He rambled in the forest with his bow strung and his hair tied together with tendrils of wild creepers. Consequently it seemed as if under the pretext of protecting the Muni's cow, he wished to punish the wicked animals of the forest.

## विसृष्टपार्श्वानुचरस्य तस्य, पार्श्वद्रुमाः पाशभृता समस्य ।
## उदीरयामासुरिवोन्मदाना, मालोकशब्दं वयसां विरावैः॥ ९ ॥

**પદચ્છેદઃ**-विसृष्टाः ( તજેલા. ) पार्श्वयोः अनुचराः येन सः विसृष्ट पार्श्वानुचरः तस्य-विसृष्टपार्श्वानुचरस्य જેણે પાસે રહેનારા સેવકોને તજી દીધા છે ( ઘેર મોકલી દીધા છે ) એવા દિલીપના. पार्श्वानुचराः=पार्श्व-वर्तिनो जनाः=સેવકો. तस्य=તે દિલીપના. पाशं बिभर्ति इति पाशभृत्-तेन -पाशभृता=વરૂણદેવના (ત્રી. વિ. એકવચન). समस्य=तुल्यस्य=તુલ્યના पार्श्वयोः द्रुमाः पार्श्वद्रुमाः=પડખાના, રસ્તાની બેઉ બાજુના વૃક્ષો. उन्म-दानाम् ( અધિક મદવાળા ) वयसां ( પક્ષિઓના )=અધિક મદવાળા પક્ષિઓના. विरावैः=शब्दैः=કલોલ, બોલવું તે. आलोकस्य शब्दः-आ

लोक ( જયકાર ) शब्दः तम्–आलोकशब्दं=જયકારના શબ્દને. उदीरयामासुः ( ત્રીજો પુરૂષ બહુ વ. પરોક્ષ ભૂતકાળ )=अवदत्=બોલતા હતા સુચવતા હતા. इव=જાણે.

અર્થ—તે રાજા કે જેણે પોતાના સેવકોને પાછા વાળેલા હતા તથા જે વરૂણદેવના સરખો હતો તેના પ્રત્યે આસપાસના વૃક્ષો ઉન્મત બનેલા પક્ષિઓના અવાજથી જાણે જયકાર સુચવતા હોય તેમ બોલતા હતા.

(9) The King, strong like वरुण, had sent away his attendants; but it seemed that the neighbouring trees welcomed the King with the chorus of thousands of their elated feathery visitors.

मरुत्प्रयुक्ताश्च मरुत्सखाभं, तमर्च्यमारादभिवर्तमानम् ।
अवाकिरन्बाललताः प्रसूनैराचारलाजैरिव पौरकन्याः ॥ १० ॥

પદચ્છેદ:–मरुत्प्रयुक्ताः बाललताः=પવનથી પ્રેરાયેલી બાલ લતાઓ. बालाश्चताः लताश्च–बाललताः=નાની વેલો. मरुतः सखा मरुत्सखः –मरुत्सखः इव आभाति इति–मरुत्सखाभः–तम्–मरुत्सखाभं=પવનના મીત્ર અગ્નિ જેવા શોભતા દિલીપને. तम्=તે દિલીપને. प्रसुनैः=पुष्पैः=પુષ્પોથી. अर्च्यं=पूज्यं=પુજ્ય દિલીપને. अभिवर्तमानम्=વર્તતા–ચાલતાને आरात्=समिपे=નજદીકમાં. पुरेभवाः पौराः–पोराश्चताश्च कन्याश्च पौरकन्याः નગરની કન્યાઓ. आचारस्य ( વિવેક, શિષ્ટાચારના ) लाजाः શેકેલી ડાંગર. ચોખા. आचारार्थैः लाजैः आचारलाजैः। इव=જાણે. अवाकिरन् (अव+कृ છઠ્ઠો ગણ ) વધાવતી હતી. ત્રીજો પુ. બ. વ. હ્યસ્તન ભૂતકાળ.

અર્થ—નગરની કન્યાઓ, શિષ્ટાચાર અગર વિવેક સૂચવવાને માટે, જેમ રાજાને શેકેલી ડાંગરથી અગર ચોખાથી વધાવે છે; તેમ પવનથી ડોલાયમાન થએલી નાની નાની વેલીઓ, દિલીપ કે જે અગ્નિના જેવો શોભતો હતો, જે ( પોતાના ગુણોથી ) પૂજ્ય હતો, તથા જે (વેલીઓની) સમીપમાં ચાલતો હતો, તેને (પોનાના) પુષ્પોથી વધાવતી હતી, એટલે પવનના ઝપાટાથી વેલીઓપરથી ખરતા પુષ્પો આવો દેખાવ કરી રહ્યા હતા.

(10) The tender creepers of the forest, moved gently by the breeze, honoured him, who being worthy of honour looked

like God Fire, by spreading the branches of flowers as he walked by them. It seemed as if the city maidens welcomed him with showers of customary lajas (fried grain of rice).

**धनुर्भृतोऽप्यस्य दयार्द्रभाव,माख्यातमन्तःकरणैर्विशङ्कैः ।**
**विलोकयन्त्यो वपुरापुरक्ष्णां, प्रकामविस्तारफलं हारिण्यः ॥११॥**

**પદચ્છેદ:**–धनुः बिभर्ति इति धनुर्भृत्–तस्य–धनुर्भृतः=ધનુષ્ય ધારણ કર્યું છે એવા દિલીપના. अपि=પણ. अस्य=આ દિલીપના. दयया आर्द्रः भावः यस्य तत्–दयार्द्रभावम्.=દયાયુકત ભાવને. आख्यातम्=સુચવતું, જણાવતું. ( તે બેઉ શબ્દોને वपुः સાથે સબંધ છે ). वपुः= (રાજાના) શરીરને. विगताः शङ्काः येभ्यः तानि विशंकानि तैः–विशङ्कैः–विशङ्कैः अन्तःकरणैः=શંકા રહિત અંતઃકરણોથી–નિર્ભય બનીને. विलोकयन्त्यः हरिण्यः ( તે બેઉના નદી જેવા રૂપ. પ્ર. બ. વચન. )=જોતી હરિણીઓ अक्ष्णाम्=આંખોનું, નેત્રોનું. प्रकामश्चासौ विस्तारश्च प्रकामविस्तारः–तस्य फलं–प्रकामविस्तारफलं तत् प्रकामविस्तारफलं. प्रकाम એટલે અત્યંત અને विस्तार એટલે પહોળાઇ )=આંખોના અંત્યંત વિસ્તારના ફળને, હરિણીની ઘણી પહોળી અગર મોટી મોટી આંખો હોય છે તેના લાભને आपुः=પામતી હતી.

**અર્થ**—મૃગનો સ્વભાવ ધનુષ્યધારીથી ડરવાનો છે તોપણ અહીં–દિલીપે ધનુષ્ય ધારણ કર્યું હતું તોપણ દયાથી પીગળતા ભાવને સૂચવતા તેના શરીરને નિહાળતી મૃગલીઓ શંકા રહિત અંતઃકરણથી–નિર્ભય બનીને–આંખોના મોટા વિસ્તારના લાભને પામતી હતી–એટલે દિલીપ સામુ જોઈ રહી હતી–દિલીપના અંતઃકરણને ઓળખી ગઈ હતી.

**' विमलं कलुषीभवच्च चेतः कथयत्येव हितैषिणं रिपुं च ' इति न्यायेन स्वान्तःकरणवृत्तिप्रामाण्यादेव विश्रब्धं ददृशुरित्यर्थः ।**

(11) Though he held a bow, yet the virtue of compassion was at once recognised in him by the female deer with fearless minds. Thus by steadfastly looking at his body they obtained sufficient fruit of the full vision of their eyes.

**स कीचकैर्मारुतपूर्णरन्ध्रैः कूजद्भिरापादितवंशकृत्यम् ।**
**शुश्राव कुञ्जेषु यशः स्वमुच्चैरुद्गीयमानं वनदेवताभिः ॥१२॥**

**પદચ્છેદ:**–मारुतेन पूर्णानि मारुतपूर्णानि–मारुतपूर्णानि रन्ध्राणि येषाम् ते मारुतपूर्णरन्ध्राः –तैः–मारुतपूर्णरन्ध्रैः=પવનથી જેના કાણાં પુરાઈ ગયા છે એવા कीचकैः=વાંસોથી. कूजन्तीति कूजन्तः तैः कूजद्भिः=અવાજ કરતા ( વાંસડા ) થી. आपादितं=સંપાદન કરાએલું છે તે वंशस्य कृत्यम् =બંસીનું કાર્ય. आपादितं वंशस्य कृत्यम् यस्मिन् कर्मणि यथास्यात् तथा आपादितवंशकृत्यम्–तत्–आपादितवंशकृत्यम्. स्वम् यशः=પોતાના યશને. उच्चैः=ઉંચા સ્વરથી. उद्गीयते तत् उद्गीयमानं=ગવાતા वनदेवताभिः= વનના દેવોથી. कुञ्जेषु=लताग्रहेषु=લતામંડપમાં. सः शुश्राव=તે દિલીપ સાંભળતો હતો.

**અર્થ**—જેના છીદ્રો પવનથી પુરાઈ ગયા હતા અને તેથી અવાજ કરતા હતા એવા વાંસોના સાધનથી બંસીરૂપ બનેલા વન દેવતાઓથી, ઉંચા સાદથી ગવાતા પોતાના યશને તે રાજા લતામંડપોમાં સાંભળતો હતો.

(12) He heard the sweet musical tunes from tha bamboo holes filled with air as if it were the sylvan deities singing loudly his own fame in those bowers.

**पृक्तस्तुषारैर्गिरिनिर्झराणा, मनोकहाकम्पितपुष्पगन्धी ।**
**तमातपक्लान्तमनातपत्रमाचारपूतं पवनः सिषेवे ॥ १३ ॥**

**પદચ્છેદ:**–पृक्तः=संपृक्तः=એકમેક, ભેળસેળ થએલો પવન. गिरिषु निर्झराः गिरिनिर्झराः तेषाम् गिरिनिर्झराणाम्=ગિરીમાં વહેતા ઝરણોના तुषारैः=सीकरैः=જળના બિંદુઓથી. अनसः ( ગાડાના ) अकः ( માર્ગ )–अनोकः=ગાડાનો માર્ગ. अनोकम् घ्नन्ति इति अनोकहाः ( રસ્તાને હણનાર એટલે રસ્તામાં ઉગેલા વૃક્ષો )–अनोकहानाम् आकम्पितपुष्पाणि –अनोकहाकम्पितपुष्पाणि–तेषाम् गन्धः अस्ति अस्य–अनोकहाकम्पितपुष्पगन्धी=રસ્તામાં ઉગેલા વૃક્ષોના ડોલતા પુષ્પોનું ગંધ જેમાં છે એવો ( પવન ). तम्=તે દિલીપને. आतपेन क्लांतः आतपक्लांतः तम्–आतमक्लांतम्

=તડકાથી થાકેલા ( દિલીપને ). आतपात् त्रायते इति आतपत्रं=તડકાથી રક્ષણ કરે છે તે આતપત્ર અથવા છત્ર. न विद्यते आतपत्रं यस्य सः अनातपत्रः-तम्-अनातपत्रम्=જેની પાસે છત્ર નથી એવા દિલીપને. आचारेण पूतः-आचारपूतः तम् आचारपूतं=આ ચાર પવિત્ર અગર શુદ્ધ દિલીપને. पवनः=પવન सिषेवे=સેવતો હતો.

**અર્થ**—પર્વતમાં વહેતા ઝરણોના ( ધોધથી ઉડતા ) જળના કણોથી મળેલો, તથા રસ્તામાં ઉગેલા વૃક્ષોના ડોલતા પુષ્પોની ગંધવાળો પવન તે રાજા દિલીપ કે જે તડકાથી ખિન્ન થએલો હતો તથા છત્ર રહિત હતો તથા તે દેશના રાજા તરિકે આચારથી જે પુજવા લાયક હતો તેને ( તે પવન ) સેવતો હતો-શાંન્તી આપતો હતો.

(13) The wind surcharged with the spray of the mountain streams and fragrant with the flowers of the shaken trees served (refreshed) him who was oppressed by the heat of the Sun, who had no umbrella and who was purified on account of his righteous conduct.

## शशाम वृष्टयापि विना दवाग्नि, रासीद्विशेषा फलपुष्पवृद्धिः।
## ऊनं न सत्त्वेष्वधिको बबाधे, तस्मिन्वनं गोप्तरि गाहमाने ॥१४॥

**પદચ્છેદ**:-शशाम=શાંત થતા હતા. दवस्य अग्निः=दवाग्निः=વનની અગ્નિ. वृष्टया विना अपि=વરસાદ નહોતો તોપણ. आसीत्=જણાતી હતી. विशेषा=વધારે. ( તે वृद्धिःનું વિશેશણ છે. ) फलानि च पुष्पाणि च फलपुष्पाणि-फलपुष्पाणाम् वृद्धिः-फलपुष्पवृद्धिः=ફળો તથા પુષ્પની વૃદ્ધિ-વધારો. सत्त्वेषु=વનના પ્રાણીઓમાં. अधिकः ऊनं न बबाधे=સિંહ આદિ બળવાન પ્રાણી હરણ આદિ નબળા પ્રાણીને પીડતા નહીં. गोपायति इति गोप्ता-तस्मिन् गोप्तरि=રક્ષણ કરનારમાં गाहतेऽसौ गाहमानः तस्मिन्-गाहमाने=પ્રવેશ કરતા ( દિલીપમાં. तस्मिन् गाहमाने गोप्तरि=તે રક્ષણ કરનાર અથવા રાજા દિલીપ પ્રવેશ કરતાંજ ( સતિ સપ્તમી છે ). वनं=વનમાં.

**અર્થ**—વનમાં તે દિલીપ રાજા પેસતાંજ, વરસાદ નહોતો તોપણ વનની અગ્નિ શાંત થઇ ગઈ, ફળ ફુલની વિશેષ વૃદ્ધિ પણ જણાવા લાગી, તથા

વાઘ વીગેરે બળવાન પ્રાણીઓ હરણ વીગેરે નબળા પ્રાણીઓને દુઃખ આપતાં નહોતાં—સમભાવ પ્રદિપ્ત થયો.

(14) When he the protector entered the woods, the forest conflagration became extinguished though there was no shower of rain; the growth of fruits and flowers was exuberant and the stronger animals did not oppress the weaker ones.

**संचारपूतानि दिगन्तराणि, कृत्वा दिनान्ते निलयाय गन्तुम् ।**
**प्रचक्रमे पल्लवरागताम्रा, प्रभा पतङ्गस्य मुनेश्च धेनुः ॥ १५ ॥**

**પદચ્છેદ:**—संचारेण पूतानि—संचारपूतानि=સંચાર એટલે ફરવાથી પવિત્ર બનેલા. दिशां अन्तराणि—दिगन्तराणि तानि=દિશાઓનામધ્યભાગને ( વનને ). संचारपूतानि कृत्वा=ફરવાથી પવિત્ર કરીને. दिनस्य अन्तः तस्मिन्—दिनान्ते=સંધ્યા સમય થતાં. निलयाय=સ્થાનને માટે અથવા સ્થાન પ્રત્યે. गन्तुम्=જવાને. प्रचक्रमे=તત્પર થયા. पल्लवानाम् रागः पल्लवरागः पल्लवरागः इव ताम्रा—पल्लवरागताम्रा=કુણા કુણા પાંદડાનો જેવો જેનો લાલ રંગ છે એવી (ગાય). मुनेः धेनुः=વસિષ્ઠની ગાય. च=તથા. पतङ्गस्य प्रभा=સુર્યની કાન્તી અગર તડકો.

**અર્થ**— સૂર્યનો તડકો તથા વસિષ્ઠની કુંપળના જેવા લાલ રંગની ગાય દિશાઓના મધ્ય ભાગરૂપી વનને પોતાના ફરવાથી પાવન કરીને—પવિત્ર કરીને—સંધ્યા વખત થતાં પોતાના સ્થાન પ્રત્યે જવા તત્પર થયા.

(15) After having purified the regions between the directions by their coming through them, the light of the Sun and the Cow of वसिष्ठ both red like a fresh leaf began to return home at the close of the day.

**तां देवतापित्रतिथिक्रियार्थां, मन्वग्ययौ मध्यमलोकपालः ।**
**बभौ च सा तेन सतां मतेन, श्रद्धेव साक्षाद्विधिनोपपन्ना ॥१६॥**

**પદચ્છેદ:**—ताम्=તે ગાયને—देवाताश्च पितरश्च अतिथयश्च-देवतापित्रतिथयः तेषाम् क्रियाः एव अर्थः यस्याः सा देवतापित्रतिथिक्रियार्था—ताम्—देवतापित्रतिथिक्रियार्थाम्=દેવ પિતૃઓ તથા અતિથિના સત્કારની ક્રિ-

યામાં જે ઉપયોગી છે એવી ( ગાયની ). अन्वक्=પાછળ ययौ=જતો હતો. मध्यमश्चा सौ लोकश्च मध्यमलोकः–मध्यमलोकं पालयति इति मध्यमलोकपालः=મનુષ્ય લોકનું પાલન કરનાર રાજા દિલીપ. च અને. सा बभौ=તે ગાય શોભતી હતી. सताम्=સત્ પુરૂષોના. सतां मतेन=सद्भिर्मान्येन–सद्भिर्मान्येन विधिना સત્ પુરૂષોએ માન્ય કરેલી વિધિથી उपपन्ना =युक्ता=યુક્ત. तेन उपपन्ना सा=રાજાથી મુક્ત તે ગાય. साक्षात्=આબેહુબ અથવા સાક્ષાત.

અર્થ—દેવતા પિતૃઓ તથા અતિથીના સત્કારની ક્રિયામાં જેના દહીં, દુધ ઘી વીગેરે વપરાતાં હતાં એવી ગાયની પાછળ પાછળ મનુષ્ય લોકનું પાલન કરનાર દિલીપ રાજા જતો હતો. સત્પુરૂષોએ સ્વીકારેલા–માનેલા વિધિથી યુક્ત થઇને જેમ શ્રદ્ધા શોભે છે તેમ તે વખતે દિલીપ સાથે તે ગાય શોભતી હતી.

(16) He, the protector of the middle world, followed her, who supplied the necessary articles for the rites to Gods, ancestors and guests, and when thus following her, he who was honoured by the good, looked like practical poety following devotion.

**स पल्वलोत्तीर्णवराहयूथा, न्यावासवृक्षोन्मुखबर्हिणानि ।**
**ययौ मृगाध्यासितशाद्वलानि, श्यामायमानानि वनानि पश्यन् १७**

**પદચ્છેદ:**–सः=તે. पल्वलेभ्यः उत्तीर्णानि वराहाणाम् यूथानि येषु–तानि–पल्वलोत्तीर्णवराहयूथानि=જે વનના તળાવોથી ડુક્કરના ટોળાંઓએ માથાં ઉંચાં કર્યાં છે એવાં ( વનો ). ( બીજી લીટીમાં છેલ્લે वनानि છે તે पश्यन् નું કર્મ છે ). आवासस्य वृक्षाः–आवासवृक्षाः–आवास वृक्षाणाम् ( નિવાસના વૃક્ષો તરફ–પ્રત્યે ) उन्मुखाः बर्हिणाः येषु तानि–आवासवृक्षोन्मुखबर्हिणानि तानि=નિવાસના વૃક્ષો તરફ જેમણે નજર કરી છે એવા મયુરો જે વનમાં છે તે ( વનો ). मृगैः अध्यासिताः ( મૃગથી સેવાતા અગર દબાએલા ) शाद्वलाः ( નાના ખડ ) येषु तानि–मृगाध्यासितशाद्वलानि तानि=સંધ્યાનો સમય થવાથી જ્યાં ત્યાં નાના કુણા ખડ ઉપર મૃગો બેસી ગયા હતા, તે બેસવાની જગ્યાવાળાં ( વનો ). श्यामानि भवन्ति इति श्यामायमानानि तानि ( મુળ ૩૦૯ श्यामायमान )=

**સંધ્યાનો સમય થતાં–અંધકાર ફેલાવાથી શ્યામ રંગને ધારણ કરતાં ( વનો ). वनानि पश्यन=( એવા ) વનોને જોતો, નિહાળતો–નિહાળતો તે રાજા. ययौ=ચાલ્યો જતો હતો. ( તેનો કર્તા सः છે ).**

**અર્થ**—તે વખતે જે વનોમાં–તળાવમાં વરાહના ટોળાંઓ ઉંચા માથાં કરી રહ્યાં હતાં, તથા મયુરો પોતાના માળા જેમાં છે તે વૃક્ષો તરફ ઉંચા મુખ કરી રહ્યા હતા, તથા જે વનમાં નાના અગર કુણાં ખડ મૃગોથી સેવાતાં હતાં એટલે મૃગો તે ઉપર બેઠાં હતાં. તે વનોને નિહાળતો નિહાળતો દિલીપ રાજા ચાલ્યો જતો હતો.

(17) The King went on his way looking at dark forests in which the herds of boars were emerging from the muddy ponds, in which the peacocks were flying towards their accustomed abodes in the trees and where the deer were lying down in the accustomed grassy plots.

**आपीनभारोद्वहनप्रयत्ना, दृष्टिर्गुरुत्वाद्वपुषो नरेन्द्रः ।**

**उभावलंचक्रतुरञ्चिताभ्यां, तपोवनावृत्तिपथं गताभ्याम् ॥ १८ ॥**

**પદચ્છેદ:–आपीन=અડાણુ, આઉ. आपीनस्य भारः आपीनभारः –आपीनभारस्य उद्वहनं ( વહન કરવાની ક્રિયા ) आपीनभारोद्वहनं–तस्मिन् प्रयत्नः–आपीनभारोद्वहनप्रयत्न :–तस्मात्–आपीनभारोद्वहनप्रयत्नात्=અડાણુના ભારને વહન કરવાના પ્રયત્નથી. गृष्टिः=सकृत्प्रसूता गौः=પહેલ વેતરી ગાય. वपुषः गुरुत्वात्=શરીરના ભારથી. नराणाम् इंद्रः नरेन्द्रः=રાજા. उभौ =બેઉ. अलंचक्रतुः=શોભાવતા હતા. अञ्चिताभ्याम् गताभ्याम्=चारुभ्यां गमनाभ्याम्=સુંદર ગમનથી. तपोवनात् आवृत्तिः तपोवनावृत्तिः (તપોવનમાંથી પાછા આવવું તે ). तस्याः पंथाः–तपोवनावृत्तिपथं तत्–तपोवनावृत्ति पथं.**

**અર્થ**—અડાણુના ભારને વહન કરવાના પ્રયત્નથી પ્રથમ વિયાએલી નન્દિની અને પોતાના મોટા અથવા દેખાવડા શરીરથી રાજા દિલીપ, પોતાના સુંદર ગમનોથી–ચાલવાથી–તે બેઉ–રાજા તથા ગાય વનથી પાછા વળવાના રસ્તાને શોભાવતા હતા. **અથવા**–અડાણુના ભારને માંડમાંડ વહન કરવાના પ્રયત્નથી જેની ચાલ શોભતી હતી એવી પ્રથમ વિયાએલી નન્દિની તથા મોટા કદાવર શરીરના ભારથી જેની ચાલ શોભતી હતી એવો દિલીપ રાજા–

તે બેઉ આ પ્રમાણે પોતાની સુંદર ચાલથી, તપોવનમાંથી પાછા ફરવાના રસ્તાને શોભાવતા હતા.

(18) The Cow (that had calved but once), on account of her exertion to bear the burden of her full udder and the King on account of his massine body both walked majestically back towards the penance groves.

**वसिष्ठधेनोरनुयायिनं तमावर्तमानं वनिता वनान्तात् ।**
**पपौ निमेषालसपक्ष्मपङ्क्तिरुपोषिताभ्यामिव लोचनाभ्याम्॥१९॥**

**પદચ્છેદ:**—वसिष्ठस्य धेनोः अनुयायिनं तम्=વસિષ્ટની ગાયની પાછળ પાછળ ચાલનારા તે દિલીપને. आवर्तते इति आवर्तमानः तम् आवर्तमानं=પાછા ફરતા દીલીપને. वनिता=રાણી. वनस्य अन्तः=वनान्तः तस्मात् –वनान्तात्=વનના અંતમાં–વનની સરહદ ઉપર. निमेषेषु अलसा ( આળસુ ) पक्ष्मणाम् पंङ्क्तिः ( પાંપણોની પંકિત ) यस्याः सा–निमेषालसपक्ष्मपङ्क्तिः=જેની પાંપણોની પંકિતમાં નિમેષ અથવા મટકું આળસુ બની ગયું છે એટલેજે એકી નજરે જોઇ રહી છે એવી ( રાણી ). उपोषिताभ्याम् लोचनाभ्याम्=ઉપવાસી બનેલા લોચનોથી–( સવારથી અત્યાર સુધી લોચનોએ દિલીપને જોયો નથી માટે લોચનો ઉપવાસી બન્યા છે ). पपौ=પીતાં હતાં, જોતાં હતાં. इव જાણે.

અર્થ—વનની સરહદ ઉપર સામે આવેલી રાણી–જેની આંખની પાંપણો નિમેષ રહિત થઇ ગઇ હતી તે–પોતાના ઉપવાસીત–ભૂખ્યાં લોચોનોથી, દિલીપ કે જે વસિષ્ઠની ગાયની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો તેને આતુરતાપૂર્વક નિહાળતી હતી–આંખથી પીતી હતી–તૃપ્તિ કરતી હતી.

(19) The queen with her wistful and long fasting eyes saw the King returning from the forest, the Cow of वसिष्ठ going before him.

**पुरस्कृता वर्त्मनि पार्थिवेन, प्रत्युद्गता पार्थिवधर्मपत्न्या ।**
**तदन्तरे सा विरराज धेनुर्दिनक्षपामध्यगतेव संध्या ॥ २० ॥**

**પદચ્છેદ:**—वर्त्मनि=રસ્તામાં. पृथिव्याः ईश्वरः पार्थिवः=રાજા. पार्थिवेन पुरस्कृता सा धेनुः=રાજાથી આગળ કરાએલી તે ગાય–જે ગાય રાજાની

આગળ આગળ ચાલતી હતી તે ગાય. पार्थिवस्य धर्मपत्नी–पार्थिवधर्मपत्नी –तया–पार्थिवधर्मपत्न्या=રાણીથી. प्रत्युद्गता=સામે આવેલી ( રાણી ) થી. [ ગીતામાં જે કહીએ છઇએ તે શબ્દ पार्थः અને અહીં पार्थिवः શબ્દ છે. प्रथायाः ( કુંતાના ) अपत्यम् पुमान् पार्थः=કુંતાના પુત્ર તે પાર્થ. ] तयोः अन्तरम् तदन्तरम्–तस्मिन्–तदन्तरे=તે રાજા તથા રાણીની વચમાં. सा धेनुः विरराज=તે ગાય શોભતી હતી. दिनं च क्षपा ( રાત્રી ) च दिन-क्षपे–तयोः मध्यम् गता दिनक्षपामध्यगता=દિવસ તથા રાત્રીની મધ્યમાં રહેલી संध्या=સાયંકાળ.

**અર્થ**—દિવસ અને રાત્રીની વચમાં જેમ સંધ્યા શોભે છે તેમ દિલી-પથી આગળ કરાએલી એટલે દિલીપની આગળ આગળ ચાલતી ગાય, સામેથી રાણી સુદક્ષિણા આવતાં, તે બેઉની વચ્ચે શોભતી હતી.

(20) Made to procced further on the way closely followed by the King and the queen meeting her in advance, that Cow in their midst looked very much like twilight coming between day and night.

**प्रदक्षिणीकृत्य पयस्विनीं ताम्, सुदक्षिणा साक्षतपात्रहस्ता ।**
**प्रणम्य चानर्च विशालमस्याः, शृङ्गान्तरं द्वारमिवार्थसिद्धेः ॥२१॥**

**પદચ્છેદ**:–अक्षताः=ચોખા. अक्षतानाम् पात्रं–अक्षतपात्रं. अक्षत पात्रेणसह वर्तेते–साक्षतपात्रौ–साक्षतपात्रौ हस्तौ यस्याः सा–साक्षतपात्रहस्ता= જેના હાથમાં પુજનને માટે તૈયાર કરેલું ચોખાનું પાત્ર છે એવી ( સુદ-ક્ષિણા રાણી ). ताम्=તે ગાયને. प्रशस्तं पयः यस्याः सा पयस्विनी–ताम्–पयस्विनीं=प्रशस्तक्षीरां तां=વખાણ યોગ્ય દુધવાળી તે ગાયને. प्रगतं दक्षिणं प्रदक्षिणं–नप्रदक्षिणं अप्रदक्षिणं–अप्रदक्षिणं प्रदक्षिणं यथा संपाद्यमानं कृत्वा–प्रदक्षिणी कृत्य=પ્રદક્ષિણા કરીને. प्रणम्य च=તથા નમીને. आनर्च= अर्चयामास=પુજન કર્યું. विशालं=મોટું ( લલાટ ). अस्याः=આ ગાયનું. शृङ्गयोः अन्तरं शृङ्गान्तरं–तत्–शृङ्गान्तरं=બે સીંગડાની વચ્ચેનો ભાગ એટલે લલાટ. अर्थसिद्धेः द्वारमिव=જાણે અર્થ સિદ્ધિનું બારણું ન હોય. अर्थस्य सिद्धिः–अर्थसिद्धिः तस्याः अर्थसिद्धेः=અર્થ સિદ્ધિનું.

**અર્થ**—જેના હાથમાં પુજન માટે તૈયાર કરેલું અક્ષતનું પાત્ર છે એવી સુદક્ષિણા રાણીએ, તે ગાય કે જેનું દુધ વખાણુવા લાયક છે તે ગાયની પ્રદક્ષિણા કરી તથા તેને પ્રણામ કરીને તે ગાયનું વિશાળ લલાટ કે જે જાણે કામનાનું ફળ આપનારૂં બારણું હોય તેમ સમજીને તે લલાટમાં પુજન કર્યું.

(21) The Queen Sudakshinâ holding in her hands a tray of **अक्षत** (grains of rice) went round the Cow that used to give abundant milk, bowed down to her and worshipped her wide forehead as if it were an entrance to the fulfilment of her desires.

**वत्सोत्सुकापि स्तिमिता सपर्यां, प्रत्यग्रहीत्सेति ननन्दतुस्तौ ।**
**भक्त्योपपन्नेषु हि तद्विधानां, प्रसादचिह्नानि पुरः फलानि ॥२२॥**

**પદચ્છેદ:**—वत्से उत्सुका=वत्सोत्सुका=वत्सोत्कण्ठिता=વાછરૂને મળવા માટે આતુર એવી ગાય. अपि=પણ. स्तिमिता=निश्चला=અચળ અથવા સ્થિર. सपर्यां=पूजां=પુજાને. सा=તે. प्रत्यग्रहीत्=ગ્રહણ કરતી હતી. सा च स च तौ=दंपती=રાજા તથા રાણી. ननन्दतुः=રાજી થતાં હતાં. भक्तिः=पुज्येषु अनुरागः=ભકિત. भक्त्या उपपन्नाः (ભકિતવાળા) तेषु भक्त्योपपन्नेषु=ભકિતથી યુકત પુરૂષોમાં (પ્રત્યે) हि=કારણ કે. तस्याः (धेन्वाः) विधा इव विधा येषाम् ते तद्विधाः—तेषाम्—तद्विधानाम्=महताम्=મોટા પુરૂષોની. प्रसादस्य चिह्नानि=प्रसादचिह्नानि=કૃપાનાં નિશાન पुरः फलं येषाम् तानि पुरःफलानि=આગળ ઉપર જેનાં ફળ મળે છે તેવાં (નિશાન).

**અર્થ**—આશ્રમ તરફ આવતાં પોતાના વત્સને જોવાને માટે આતુર બનેલી હતી તોપણ સ્થિર થઇને તે ગાયે પુજા અંગીકાર કરી. (તે સમયે) રાજા તથા રાણી રાજી થયાં. કારણ કે મહા પુરૂષોની કૃપાનાં નિશાનો—ચિન્હો તેઓની સેવા કરનાર પ્રત્યે આગળ ઉપર ફળ આપનારાં નિવડે છે. તાત્પર્ય—આ ગાય કે જેણે શાંતીથી પુજા સ્વીકારી છે તે આગળ ઉપર ફળદાતા થશે.

(22) The King and the queen were delighted in as much as the Cow, though anxious to see her young one, with patience enough accepted the worship offered to her; for marks of favour visible through one's devotion to such great beings (like this devoted cow) are indeed an intimation of the fulfilment of desires.

**गुरोः सदारस्य निपीड्य पादौ, समाप्य सांध्यं च विधिं दिलीपः।**
**दोहावसाने पुनरेव दोग्ध्रीं, भेजे भुजोच्छिन्नरिपुर्निषण्णाम् २३**

**પદચ્છેદઃ**—दिलीपः=દિલીપ. भुजाभ्याम् उच्छिन्नाः रिपवः येन सः भुजोच्छिन्नरिपुः=ભુજાના બળથી જેણે દુશ્મનોને હઠાવી દીધા છે. (વીખેરી નાંખ્યા છે) એવો દિલીપ. दारैः सह वर्तते सदारः-तस्य-सदारस्य=સ્ત્રી સહિત (ગુરૂ) ના. गुरोः=ગુરૂના. पादौ=પગને. निपीड्य=નમીને અગર સ્પર્શ કરીને. संध्यायाम् विहितः सांध्यः तम् सांध्यं=સંધ્યાકાળે કરવા યોગ્ય. विधिं=ક્રિયાને. समाप्य=પુરૂં કરીને. दोहस्य अवसानः तस्मिन् दोहावसाने=દોહવાની ક્રિયા થયા પછી. पुनः एव भेजे=ફરીવાર (તે ગાયની) શેવા કરતો હતો. दोहनशीला दोग्ध्री-ताम्-दोग्ध्रीम्=દુધ આપતી. निषसाद इति निषण्णा-ताम्-निषण्णाम्=आसीनां=બેસી ગએલી.

**અર્થ**—શત્રુઓને જેણે હઠાવી દીધા છે એવો દિલીપ રાજા, સાયંકાળે કરવા યોગ્ય ધર્મક્રિયાને સમાપ્ત કરીને તથા અરૂંધતી જેમની પાસે છે એવા ગુરૂના ચરણારવીંદમાં નમન કરીને, દોહવાની ક્રિયા થયા પછી તે દુજણી ગાય કે જે બેસી ગઈ હતી તેની ફરીવાર શેવા કરવા લાગ્યો.

(23) King Dilipa who had destroyed all his enemies with his own hands, bowed down to the feet of the preceptor and his wife, completed his evening ceremonies and again waited upon the cow that was sitting at ease after being milched.

**तामन्तिकन्यस्तबलिप्रदीपा, मन्वास्य गोप्ता गृहिणीसहायः।**
**क्रमेण सुप्तामनु संविवेश, सुप्तोत्थितां प्रातरनूदतिष्ठत् ॥ २४ ॥**

**પદચ્છેદઃ**—गोपायति इति गोप्ता=રક્ષણ કરનાર, રક્ષક. गृहिणी सहाया यस्य सः=સ્ત્રી જેની મદદમાં છે એવો. अन्तिके (નજદીકમાં) न्यस्ताः (મુકેલા) बलयः (બળીદાન) प्रदीपाः (દીવાઓ) यस्याः सा-अन्तिकन्यस्तबलिप्रदीपा-ताम्-अन्तिकन्यस्तबलिप्रदीपाम्=જેની નજદીકમાં (પાસે) બલીદાન તથા દિવાઓ મુકેલા છે એવી ગાયને ताम् =(બેસી ગએલી) તે ગાયને-ખરૂં જોતાં ગાયની. अन्वास्य=તે ગાય

બેઠા પછી પોતે બેસીને. क्रमेण=ક્રમ પ્રમાણે. सुप्ताम्=તે ગાય સુતી ત્યારે अनुसंविवेश=( દિલીપ ) પછી સુતો. प्रातः=સવારમાં. आदौ सुप्ता पश्चात् उत्थिता सुप्तोत्थिता–ताम् सुप्तोत्थिताम्=સુઇને ઉઠેલી તે ગાયને એટલે તે ગાયના સુઇને ઉઠયા પછી. (अनु+उदातिष्ठत्) अनूदतिष्ठत्=( દિલીપ ) ઉભો થયો.

અર્થ—શ્રી જેની સહાયમાં છે એવો રક્ષક ( દિલીપ ), તે ગાય કે જેની પાસે બલિદાન તથા દિવાઓ છે તે ગાયના ( ઉપલા શ્લોકમાં તે ગાય બેઠી છે એવું આવી ગયું છે ) બેઠા પછી પોતે બેઠો, અને ક્રમે કરીને તે ગાયના સુતા પછી પોતે સુતો તથા તે ગાય સુઇને ઉઠી ત્યારે પોતે ( પણ ) ઉભો થયો. તાત્પર્ય પોતાની ગૌશાળાની નોકરી બરાબર ભરવા માંડી

(24) The King as a protector in company with his wife lay dow only when that cow, before whom the offering and the evening lamps were placed, had done so, slept only when she was fast asleep, and got up in the mornlng to wait upon her when she also up from her sleep.

**इत्थं व्रतं धारयतः प्रजार्थं, समं महिष्या महनीयकीर्तेः ।**
**सप्त व्यतीयुस्त्रिगुणानि तस्य, दिनानि दीनोद्धरणोचितस्य २५**

પદચ્છેદ:–इत्थं=अनेन प्रकारेण=આ પ્રમાણે. प्रजायै इति प्रजार्थं= संतानाय=સંતાનને માટે. व्रतं=વ્રતને. धारयति इति धारयन् तस्य धारयतः =ધારણ કરનારના. महिष्या समं=રાણી સાથે. महनीया कीर्तिः यस्य सः –महनीयकीर्तिः तस्य–महनीयकीर्तेः=જેની મોટી કીતિ છે એવા દિલીપના. दीनानाम् उद्धरणं दीनोद्धरणं–तस्मिन् उचितः दीनोद्धरणोचितः–तस्य– दीनोद्धरणोचितस्य=ગરીબના ઉદ્ધાર માટે જેનો પરિચય હતો એવા ( દિલીપના. ) तस्य=તે ( દિલીપ ) ના. त्रयः गुणाः येषाम् तानि त्रिगुणानि. सप्त त्रिगुणानि दिनानि=સાતને ત્રણે ગુણીએ એટલા દિવસો– એટલે ૨૧ દિવસો. व्यतीयुः=પસાર થયા–ચાલ્યા ગયા.

અર્થ—દિલીપ કે જે પ્રજા માટે પોતાની રાણી સહિત આ પ્રમાણે વ્રત પાળતો હતો તથા જે મોટી કીર્તિવાળો હતો તથા જે ગરીબોના ઉદ્ધાર માટે સદા તત્પર હતો તેના ( આ પ્રમાણે ) એકવીશ દિવસો પસાર થઇ ગયા.

(25) Thus acting upon his vow to fulfill his desire for progeny, King Dilipa of great fame and who had the welfare of the distressed at his heart passed twenty-one days in company with his queen.

**अन्येद्युरात्मानुचरस्य भावं, जिज्ञासमाना मुनिहोमधेनुः ।**
**गंङ्गाप्रपातान्तविरूढशष्पं, गौरीगुरोर्गह्वरमाविवेश ॥ २६ ॥**

**પદચ્છેદ:**-अन्येद्युः=अन्यस्मिन्दिने=द्वाविंशे दिने=(એકવીશ દિવસ ગયા એવી વાત ગયા શ્લોકમાં થઇ ગઇ છે એટલે) બાવીશમા દિવસે. आत्मनः अनुचरः आत्मानुचरः तस्य-आत्मानुचरस्य=( ગાય ) પોતાના અનુચર ( રાજા ) ના. भावं-द्रढभक्तिं=ભાવને. जिज्ञासते इति जिज्ञासमाना ( અથવા ) ज्ञातुम् इच्छन्ती=જાણુવાને ઇચ્છતી એવી. मुनेः होमधेनुः-मुनिहोमधेनुः=હોમમાં જેનાં દહિં દુધ કામમાંઆવે છે એવી મુનિ વસિષ્ઠની ગાય. आविवेश=પેઠી. गौर्याः गुरुः गौरीगुरुः तस्य-गौरीगुरोः=ગૌરી એટલે પાર્વતીના પિતા હિમાલયની. गह्वरं=गुहाम्=ગુફાને એટલે ગુફામાં. ( હવે ગુફાનું વિષેષણુ આવે છે ). प्रपतति अस्मिन् इति प्रपातः-पतनप्रदेशः=પડવાનું સ્થાન. गङ्गायाः प्रपातः गङ्गाप्रपातः तस्य अन्तः गङ्गाप्रपातान्तः-तस्मिन् विरूढानि ( ઉગેલાં છે ) शष्पाणि ( નાનાં ખડ )यस्मिन् तत् गङ्गाप्रपातान्तविरूढशष्पं=ગંગાનો ધોધ જે જગ્યાએ પડે છે અને તે જગ્યાની સમીપમાં જ્યાં નાનાં નાનાં ખડ ઉગ્યાં છે તે ખડવાળી ( ગુફામાં ).

**અર્થ**—વળતે દિવસે એટલે બાવીશમે દિવસે જેના ઘી તથા દુધ હોમમાં કામ આવે છે એવી વસિષ્ટ મુનિની ગાય, પોતાની પાછળ પાછળ ચાલ્યા આવતા દિલીપના ભાવને તપાસતી તપાસતી, ગંગાનો ધોધ જ્યાં પડે છે અને જે ( જગ્યા ) ની સમીપમાં નાનાં ખડ ઉગ્યાં છે તે ખડવાળી-હીમાલયમાં આવેલી-ગુફામાં પેઠી.

(26) On the next day *i. e.* on the twenty-second day, the Muni's cow-who was anxious to know the affection of the King towards her and who was the source of sacrificial offerings—entered a cave of Himalayas covered with soft grass growing on the sides of a waterfall of the Ganges.

**सा दुष्प्रधर्षा मनसापि हिंस्रैरित्यद्रिशोभाप्रहितेक्षणेन ।**
**अलक्षिताभ्युत्पतनो नृपेण प्रसह्य सिंहः किल तां चकर्ष ॥२७॥**

**પદચ્છેદ**:-सा=તે ગાય दुःखेन प्रधार्षितुम् ( પ્રહાર કરવાને ) अशक्या-दुष्प्रधर्षा=મારી ન શકાય એવા પ્રભાવવાળી. मनसा अपि =મનથી પણ. हिंसन्ति इति हिंस्राः तैः हिंस्रैः=હિંસક પ્રાણીઓથી. इति= એવું સમજીને. अद्रेः ( પર્વતની ) शोभा-आद्रिशोभा-तस्याम् प्रहिते ( પ્રેરેલાં છે ) ईक्षणे ( નેત્રો ) येन सः-अद्रिशोभाप्रहितेक्षणः-तेन-अद्रिशोभाप्रहितेक्षणेन=પર્વતની શોભામાં જેણે પોતાનાં નેત્રો પ્રેર્યાં છે તેવા દિલીપથી. नृपेण=રાજાથી. अलक्षितं अभ्युत्पतनं यस्य सः अलक्षिताभ्युत्पतनः=જેનું પડવું જોવામાં આવ્યું નથી એવો ( સિંહ ). सिंहः=સિંહ. प्रसह्य=हठात्=હઠથી. चकर्ष=ખેંચી. किल ताम्= તે ગાયને.

**અર્થ**—હીંસક પ્રાણીઓ મનથી પણ તે ગાયને મારવાને અશક્ય છે એવું સમજીને પર્વતની શોભા જોવામાં જેની આંખો તલ્લીન બની ગઈ હતી એવા દિલીપથી ન જોઇ શકાય એવી રીતે જેનું પતન થયું છે એવો સીંહ તે ગાયને હઠથી ( બળાત્કારથી ) ખેંચતો હતો. તાત્પર્ય. ગાયને મોટા પ્રભાવવાળી સમજીને દિલીપ નિર્ભયપણે પર્વતની શોભા જોતો હતો પણ એટલામાં ન ખબર પડે એવી રીતે એક સીંહે આવીને તે ગાયને બળાત્કારથી ખેંચવા માંડી.

(27) Looking to the holy appearance of the cow, any attack–even in mind–by beasts of pray, was considered impossible and thus as the King was intently looking at the beauty of the Mountain sceneries, a lion sprang upon the cow and drew her forcibly before the king could take notice of it.

**तदीयमाक्रन्दितमार्तसाधोर्गुहानिबद्धप्रतिशब्ददीर्घम् ।**
**रश्मिष्विवादाय नगेन्द्रसक्तां निवर्तयामास नृपस्य दृष्टिम् ॥२८॥**

**પદચ્છેદ**:-तस्याः इदं तदीयं=તે ગાયનું. आक्रन्दितम्=आर्तघोषणम्=રડવું તે, દુઃખી નાદ. आर्तेषु साधुः आर्तसाधुः तस्य आर्तसाधोः=

દુઃખી જોઇને જે દુઃખી થાય અગર દુઃખમાંથી છોડાવવા જે પ્રયત્ન કરે તે દિલીપની. नृपस्य=રાજાની. गुहायाम् निबद्धः गुहानिबद्धः गुहानिबद्धश्चासौ प्रतिशब्दश्च–गुहानिबद्धप्रतिशब्दः–तेन दीर्घम्–गुहानिबद्धप्रतिशब्ददीर्घम्=ગુફામાં પડઘા પડતા અવાજવાળું. આ શબ્દનું વિશેષ 'आक्रन्दितम्' છે. रश्मिषु=प्रग्रहेषु=દોરીઓમાં इव=જાણે. आदाय=गृहीत्वा=ગ્રહણ કરીને. नगेन्द्रे सक्ता नगेन्द्रसक्ता ताम्–नगेन्द्रसक्तां= પર્વતમાં મોહ પામેલી. दृष्टिम्=દ્રષ્ટિને. निवर्तयामास=પાછી ખેંચી.

અર્થ—દિલીપ કે જે દુઃખીને દુઃખમાંથી છોડવવા તત્પર હતો તેની હિમાલય પર્વત જોવામાં તલ્લિન થએલી દ્રષ્ટિને–જાણે તે દ્રષ્ટિ દોરીથી બંધાઇને ખેંચાતી હોય તે પ્રમાણે ( તે દ્રષ્ટિને ), પર્વતની ગુફાના પડઘાથી વધારે અવાજ કરતા તે ગાયના રડવાએ–બૂમ બરાડાએ–પાછી ખેંચી. તાત્પર્ય દિલીપ સાવધાન થયો.

(28) Her lowing, swollen by the echo arising from the cave, drew back the attention or sight fixed on the Himalyas–of the King who was always kind to the distressed—as if drawing the attention by means of ropes.

## स पाटलायां गवि तस्थिवांसं धनुर्धरः केसरिणं ददर्श ।
## अधित्यकायामिव धातुमय्यां लोध्रद्रुमं सानुमतः प्रफुल्लम् २९

પદચ્છેદ:–सः धनुर्धरः ( धराति इति धरः–धनुषः धरः धनुर्धरः ) ददर्श=તે ધનુષને ધારણ કરનાર દિલીપે જોયો. पाटलायां=रक्तवर्णायां=રાતા રંગવાળી. गवि=ગાયમાં એટલે ગાય ઉપર. तस्थौ इति तस्थिवान् –तम्–तस्थिवांसम्=स्थितम्=બેઠેલાને. केसराः सन्ति अस्य केसरी तम् केसरिणं ( करिन् શબ્દ જેવા રૂપ છે )=સીંહને. केसराः=કેશવાળીના વાળો. पर्वतस्य ऊर्ध्वभूमिः अधित्यका–तस्याम्–अधित्यकायाम्=પર્વત ઉપરની ભુમિમાં. એટલે ભૂમિ ઉપર. इव=જાણે. धातोः विकारः धातुमयी–तस्याम् –धातुमय्याम्=ગેરૂ વીગેરે ધાતુના મેળવણવાળી ( પર્વની ટોચ ઉપરની જમીનમાં ). सानूनि ( શિખરો ) सन्ति अस्य सः सानुमान्–तस्य–सानुमतः=अद्रेः=પર્વતના. लोध्रश्चासौ द्रुमश्च लोध्रद्रुमः तम् लोध्रद्रुमं= લોધ્ર એટલે રોહિડાનું વૃક્ષ. प्रफुल्लति इति प्रफुल्लः तम् प्रफुल्लम्=विकासितं=ખીલેલા.

**અર્થ**—પર્વતના ગેરૂવાળા લાલ શીખરો ઉપર જેમ ખીલેલું લોધ્ર વૃક્ષ દેખાય છે તેમ ધનુષ્યને ધારણ કરનાર તે દિલીપ રાજાએ રક્ત વર્ણવાળી ગાય ઉપર કેશવાળીવાળા સીંહને બેઠેલો જોયો.

(29) King Dilipa–who was endowed with a bow, saw the lion sitting upon the rosy cow, the scene appeared like a full blossomed Lodhra tree on a mountain plateau–the land of which is red on account of red metallic substance.

**ततोमृगेन्द्रस्य मृगेन्द्रगामी, वधाय वध्यस्य शरं शरण्यः ।**
**जाताभिषङ्गो नृपतिर्निषङ्गादुद्धर्तुमैच्छत्प्रसभोद्धृतारिः ॥ ३० ॥**

**પદચ્છેદ:**–ततः=પછી. मृगाणाम् इंद्रः मृगेन्द्रः तस्य मृगेन्द्रस्य=સીંહના. हन्तुम् योग्यः–वध्यः–तस्य–वध्यस्य=वधार्हस्य=હણાવા લાયક છે એવા સીંહના. वधाय=વધને માટે. मृगेन्द्रं गच्छति इति मृगेन्द्रगामी=सिंहगामी=સીંહ તરફ જતા ( દિલીપ ). शरणे साधुः शरण्यः=શરણાંગત વત્સલ, શરણ આવેલાની રક્ષા કરનાર દિલીપ. जातः अभिषङ्गः यस्य सः =जाताभिषङ्गः=जातपरा भवः=પોતે હાજર છતાં ગાય ઉપર સીંહે હુમલો કર્યો તેથી જાણે પોતાનો પરાભવ થયો હોય તેવો ખીન્ન થએલો દિલીપ. नृपतिः=રાજા દિલીપ. प्रसभेन=બળાત્કારથી. प्रसभेन उद्धृताः अरयः येन सः–प्रसभोद्धृतारिः=બળાત્કારથી જેણે શત્રુઓને ઉખેડી નાંખ્યા છે અથવા નાશ કર્યો છે એવા દિલીપ. निषङ्गात्=तूणीरात्=ભાથામાંથી बाणं उद्धर्तुम्=બાણ કાઢવાને. ऐच्छत्=ઇચ્છતો હતો.

**અર્થ**—પછી ગાયના ઉપર હુમલો કરવાથી જે હણાવા લાયક હતો એવા સીંહના નાશને માટે, મૃગની સામે ચાલ્યા જતા તથા પોતાની હાજરીમાં ગાયના ઉપર હુમલો થવાથી જાણે પોતાની હાર થઈ હોય એવું સમજીને ખીન્ન થએલો દિલીપ, તથા શત્રુઓને જેણે જડમૂળથી ઉખેડી નાંખ્યા હતા એવા દિલીપે ભાથામાંથી બાણ કાઢવાની ઇચ્છા કરી.

(30) The King Dilipa was the protector of the needy and had rooted out all his enemies by his might. He, being thus humiliated by the sudden attack of the lion, was just going towards him and wished to draw an arrow from the arrow-case for killing him, the lord of beasts who really deserved death.

# दिलीप-परिक्षा प्रसंग

**वामेतरस्तस्य करः प्रहर्तुर्नखप्रभाभूषितकङ्कपत्रे ।**
**सक्ताङ्गुलिः सायकपुङ्ख एव, चित्रार्पितारम्भ इवावतस्थे ॥३१॥**

**પદચ્છેદઃ**-वामात् इतरः वामेतरः=વામથી બીજો એટલે જમણો. करः=હાથ. प्रहरति इति प्रहर्ता तस्य प्रहर्तुः=હણનારના. तस्य=તેના. नखस्य प्रभाः नखप्रभाः ताभिः भूषितानि कङ्क पत्राणि यस्य सः-नखप्रभाभूषितकङ्क पत्रः-तस्मिन्-नखप्रभाभूषितकङ्कपत्रे=નખની કાન્તીથી કંક નામના પક્ષિના પીંછાં શોભી રહ્યાં છે તેવા બાણના છેડામાં. ( બાણના છેડાની શોભાના શોખને માટે તેમાં કંકું નામના પક્ષિના પીંછા ઘાલવાનો જુના વખતમાં રિવાજ હતો ). सायकस्य पुङ्खः सायकपुङ्खः तस्मिन्-सायकपुङ्खे= સાયક એટલે બાણના છેડામાં. सक्ताः अङ्गुलयः यस्यसः सक्ताङ्गुलिः=જેની આંગળીઓ ચોંટી ગઈ છે એવો હાથ. एव=આ પ્રમાણે થતો દેખાવ. चित्रे अर्पितः चित्रार्पितः-चित्रार्पितश्चासौ आरम्भश्च-चित्रार्पितारम्भः=ચિત્ર પડાવવાના આરંભમાં ચિત્ર પડાવનાર જેમ સ્થિર થઈ જાય છે તેમ इव તેમ करः अवतस्थे=હાથ સ્થિર થઇ ગયો હતો.

**અર્થ**—હણવાને તત્પર થએલા તે દિલીપનો જમણો હાથ-જેની આંગળીઓ બાણના પુંખમા ( છેડામાં ) ચોંટી ગઇ હતી તથા તે બાણનું પુંખ કે જેમાં કંક નામના પક્ષીઓના પીંછાને તેના ( દિલીપના ) હાથના નખની શોભા શણગારી રહી હતી, તે હાથ, ચિત્ર પાડવાના આરંભમાં ચિત્ર પડાવનાર જેમ સ્થિર થઈ જાય છે તેમ સ્થિર થઇ ગયો હતો.

(31) King Dilipa, having been ready to kill the lion, had his right hand (owing to some mysterious cause ) stuck to the feathery end of his arrow--the feathers of which end, were also shining owing to the light reflected by the nails--firmly fixed--as if the whole scene was indiceting readiness for being painted.

**बाहुप्रतिष्टम्भविवृद्धमन्युरभ्यर्णमागस्कृतमस्पृशद्भिः ।**
**राजा स्वतेजोभिरदह्यतान्तर्भोगीव मन्त्रौषधिरुद्धवीर्यः ॥३२॥**

**પદચ્છેદ:**—बाह्वोः प्रतिष्टम्भेन ( અટકાવવાથી. ) विवृद्धः ( વધ્યો છે ) मन्युः ( ક્રોધ ) यस्य सः बाहुप्रतिष्टम्भविवृद्धमन्युः=હાથ અટકવાથી એટલે ચોંટી જવાથી જેનો ક્રોધ વધ્યો છે એવો દિલીપ. अभ्यर्णम्=સમીપે. आगः ( અપરાધ ) करोति इति आगस्कृत्—तम्—आगस्कृतम्=અપરાધ કરનારને. न स्पृशन्ति इति अस्पृशान्ति तैः अस्पृशद्भिः=ન સ્પર્શ કરાતા स्वस्य तेजांसि स्वतेजांसि तैः स्वतेजोभिः=પોતાના બળથી. अंतः=અંતઃકરણમાં राजा अदह्यत=દિલીપ બળતો હતો. मन्त्रश्च औषधिश्च मन्त्रौषधी—ताभ्याम् रुद्धं वीर्यं यस्य सः— मन्त्रौषधिरुद्धवीर्यः=મંત્ર તથા અડદ વિગેરે ઓષધીથી જેનું બળ અટકી ગયું છે એવો ( સર્પ ). भोगः ( ફણા ) अस्ति यस्य भोगी=સર્પ—મુળ શબ્દ भोगिन् છે. इव=જાણે.

**અર્થ**—હાથ ચોંટી જવાથી જેનો ક્રોધ વધ્યો હતો એવો દિલીપ રાજા, સમીપમાં ( દેખાતા ) ગુન્હેગારને પોતાના બળથી ન અડી શકવાથી—એટલે પોતાના બળનો ઉપયોગ ન કરી શકવાથી—મંત્ર તથા ઔષધીના બળથી જેનું બળ અટકયું હોય એવા સર્પની માફક અંતઃકરણમાં બળવા લાગ્યો.

(32) King Dilipa, being irritated on account of the sudden restraint on his hands, began to burn internally as he could not punish the offender though just before him; just like a serpent made powerless by meens of an incantation or a drug.

**तमार्यगृह्यं निगृहीतधेनुर्मनुष्यवाचा मनुवंशकेतुम् ।**
**विस्माययन्विस्मितमात्मवृत्तौ, सिंहोरुसत्वं निजगाद सिंहः३३**

**પદચ્છેદ:**—तम्=તે દિલીપને. आर्याणाम् गृह्यः—आर्यगृह्यः तम्—आर्यगृह्यम्=આર્યોના પક્ષકારને એટલે આર્યપણું જેનામાં છે એવાને. मनोः वंशः मनुवंशः तस्य केतुः मनुवंशकेतुः तम्—मनुवंशकेतुम्=મનુના વંશમાં ધજા જેવા વિખ્યાત દિલીપને. आत्मनः वृत्तिः आत्मवृत्तिः तस्याम् आत्मवृत्तौ=પોતાના ક્ષત્રિયતરીકેના કાર્યમાં. विस्मितम्=અજાયબ પામેલા દિલીપને. सिंहः इव उरु ( મહાન )सत्त्वं यस्य सः सिंहोरुसत्वः तम्—सिंहोरु सत्त्वं=સિંહના જેવું જેનું બળ છે એવા દિલીપને. हिनस्ति इति सिंहः=સિંહ. निगृहीता धेनुः येन सः—निगृहीतधेनुः જેણે ગાયને પીડી છે એવો

સિંહ. मनुष्यस्य वाक्–मनुष्यवाक् तया मनुष्यवाचा=મનુષ્યની વાણીથી. विस्माययति इति विस्मापयन् વિસ્મય પમાડતો એવો સિંહ. निजगाद=(સિંહ) બોલ્યો.

અર્થ—( દિલીપ કે જે આર્યપણાનો હકદાર છે, એટલે જે સાચો આર્ય છે એટલે આર્ય પુરૂષોની વારે ચડનાર છે તથા જે મનુના વંશમાં ધજા રૂપ છે અગર કીર્તિવંત છે, તથા આ પ્રમાણે બળ હીન થવાથી પોતાની ક્ષત્રીય તરીકેની વૃત્તિમાં–ધંધામાં–વિસ્મય પામ્યો છે, તથા સીંહના જેવું જેનું બળ છે તે દિલીપ પ્રત્યે ગાયને પીડનારો સીંહ મનુષ્ય વાણીથી આશ્ચર્ય પમાડતો પમાડતો બોલ્યો.

33. The lion--who had troubled the cow, spoke to the king in human accents in such a way that the king—who was a real gentleman, prominent among the princes of Manu's line and who was as stout as a lion—was surprised as his present inability.

**अलं महीपाल तव श्रमेण, प्रयुक्तमप्यस्त्रमितो वृथा स्यात् ।**
**न पादपोन्मूलनशक्ति रंहः, शिलोच्चये मूर्च्छति मारुतस्य ३४**

પદચ્છેદ:–महीं पालयति इति महीपाल: तत् संबुद्धौ–भो महीपाल ! હે મહીપાલ ! तव श्रमेण अलं=બસ હવે ઘણો શ્રમ થયો–વધારે શ્રમ ન કર–શ્રમ કરવાથી ફાયદો મળે તેવું નથી. प्रयुक्तं अस्त्रं अपि=છોડેલું બાણ પણ. इतः=આ કાર્યમાં. वृथा स्यात्=વૃથા જશે. पादपानाम् (વૃક્ષોના) उन्मूलने शक्तिः यस्य–तत्–पादपोन्मूलनशक्ति ( આ નાન્યેતર જાતી તથા रंहः નું વિશેશણ છે )=વૃક્ષોને ઉખેડી નાંખવાની જેનામાં શકિત છે તે ( વેગ ) रंहः=વેગ. शिलानाम् उच्चयः–शिलोच्चयः–तस्मिन्–शिलोच्चये=પર્વતમાં. न मूर्च्छति=ફેલાતો નથી, ફાવતો નથી. मारुतस्य=પવનનો ( વેગ ).

અર્થ—સિંહ બોલ્યો કે " હે રાજા ! વધારે શ્રમ કરવાથી તને ફાયદો નથી. મારા પ્રત્યે ફેંકેલું બાણ પણ વૃથા જશે. વૃક્ષોના મૂળને ઉખેડી નાંખે એવો પવનનો વેગ પર્વતોમાં પ્રસરતો નથી ( ફાવતો નથી. )

(34) Oh king! your labour is of no use, even your discharged arrow will have no effect on me. The force of a wind though able to uproot a tree is uneffective against a mountain.

**कैलासगौरं वृषमारुरुक्षोः, पादार्पणानुग्रहपूतपृष्ठम् ।**
**अवेहि मां किंकरमष्टमूर्तेः, कुम्भोदरं नाम निकुम्भमित्रम् ३५**

**પદચ્છેદઃ**—कैलास इव गौरः कैलासगौरः तम्—कैलासगौरं=બરફ જેવો ધોળો—સફેદ. वृषम्=वृषभम्=પોઠીઆને. आरोढुम् इच्छुः आरुरुक्षुः—तस्य—आरुरुक्षोः=आरोढुमिच्छोः=ચડવાની ઇચ્છાવાળા સદાશિવની. पादयोः अर्पणम्—पादार्पणम् ( પગ મૂકવો તે )—पादार्पणम् एव अनुग्रहः ( કૃપા )—पादार्पणानुग्रहः—तेन पूतं पृष्ठम् यस्य सः—पादार्पणानुग्रहपूतपृष्ठः—तम्—पादार्पणानुग्रहपूतपृष्ठम्=पादन्यासस्तदेवानुग्रहः ( प्रसादः ) સદાશિવે પગ મૂકવા રૂપ કૃપાથી જેની પીઠ પવિત્ર થઇ છે એવો હું તેને. निकुम्भस्य मित्रं—निकुम्भमित्रं=નિકુંભ નામના સદાશિવના ગણનો મીત્ર એવો હું તેને. कुम्भोदरं नाम=કુંભોદર નામનો. अष्टौ मूर्तयः यस्य सः अष्टमूर्तिः तस्य अष्टमूर्तेः=*આઠ રૂપવાળા સદાશિવનો किंकरम्=નોકર. अवेहि=विद्धि=જાણ.

**અર્થ**—બરફ જેવા સફેદ પોઠીયા ઉપર ચડવાની ઈચ્છા રાખનાર મહાદેવજીનો હું કે જેની પીઠ સદાશિવના પગ મૂકવારૂપી કૃપાથી પવિત્ર થઈ છે. ( એટલે પોઠીયો ઉચો હોવાને લીધે મહાદેવજી પ્રથમ મારી પીઠ પર પગ મૂકે છે. અને પછી પોઠીઆ ઉપર ચડે છે. એવો અર્થ છે. ) તથા હું કે જે નિકુંભનામના સદાશિવના ગણનો મીત્ર છઉં—મારૂં નામ કુંભોદર છે તેને *આઠ રૂપ વાળા સદાશિવનો એક દાસ જાણ.

(35) Oh King! be it known to you that my name is **कुम्भोदर** whose back is sanctified by the footsteps of God Shiva, when mounting his bull, which is as white as the snow-lying on the Himalayas. I am a friend of **निकुम्भ** a servant of God Shiva who appears in the world in eight forms.

* पृथिवी सलिलं तेजो, वायुराकाशमेव च ।
सूर्याचन्द्रमसौ सोमयाजी चेत्यष्टमूर्तयः ॥
इतियादवः

**अमुं पुरः पश्यसि देवदारुं, पुत्रीकृतोऽसौ वृषभध्वजेन ।**
**यो हेमकुम्भस्तननिःसृतानां, स्कन्दस्य मातुः पयसां रसज्ञः ३६**

પદચ્છેદ:-पुरः=સમીપનું અથવા સામેના. अमुं देवदारुं=આ દેવદારના વૃક્ષને. पश्यासि=તું જુએ છે. नपुत्रः अपुत्रः-अपुत्रः पुत्रः यथा संपाद्यमानः कृतः इति पुत्रीकृतः=पुत्रत्वेन स्वीकृतः=પુત્રની માફક ગણેલું. असौ यः=આ દેવદારનું વૃક્ષ કે જે वृषभः ध्वजे यस्य सः वृषभध्वजः तेन -वृषभध्वजेन=સદાશિવથી. हेम्नः कुम्भौ हेम कुम्भौ=हेमकुम्भौ एवस्तनौ- हेमकुम्भस्तनौ ताभ्याम् निःसृतानि-हेमकुम्भस्तननिःसृतानि-तेषाम्-हेमकुम्भ स्तननिःसृतानां=સ્તનના જેવા શોભતા સોનાના ઘડામાંથી નીકળતા. स्कन्दस्य मातुः=કાર્તિક સ્વામીની માતા પાર્વતીના. पयसां=अम्बूनां= જળના. रसं जानाति इति रसज्ञः=स्वादज्ञः=રસને જાણનાર ( દેવદારનું વૃક્ષ ).

**અર્થ**—સામેનું દેવદારનું વૃક્ષ કે જેને તું જુવે છે તેને મહાદેવજીએ પુત્રરૂપ અંગીકાર કર્યું છે. અને તે દેવદારે કાર્તિક સ્વામીની માતા પાર્વતીના, સ્તનના જેવા સુંદર સોનાના ઘડામાંથી નીકળતા જળનો સ્વાદ લીધો છે એટલે પાર્વતીએ તે દેવદારને સ્તનના જેવા સોનાના ઘડાથી જળ રેડયું છે.

(36) Yonder Devadaru-a tree-which thou seest has been accepted or adopted as a son by the bull-bannered God Shiva. This tree has tasted the water sprinkled by Parvati, the mother of स्कन्द from her own golden watering-pots representing her breasts as it were.

## कण्डूयमानेन कटं कदाचिद्वन्यद्विपेनोन्मथिता त्वगस्य ।
## अथैनमद्रेस्तनया शुशोच, सेनान्यमालीढमिवासुरास्त्रैः ॥३७॥

પદચ્છેદ:-कण्डूयते इति कण्डूयमानः तेन-कण्डूयमानेन=ખણવાથી અગર ઘસવાથી. कटं=ગંડસ્થળને, લમણાને. कदाचित्=કોઈ વખતે. वनेभवः वन्यः वन्यश्चासौद्विपश्चः वन्यद्विपः तेन वन्याद्विपेन=वन्यगजेज=વનના હાથીથી. अस्य त्वक्=આ દેવદારની છાલ. उन्मथिता=ઉખેડેલી હતી. अथ=તેથી કરીને. एनम्=દેવદાર પ્રત્યે. अद्रेः ( पर्वतस्य ) तनया=પાર્વતી. शुशोच=શોક કર્યો. असुराणाम् अस्त्राणि असुरास्त्राणि तैः असुरास्त्रैः आलीढम्

=क्षतम्=ઘવાએલો. सेनां नयति इति सेनानीः स्कन्दः=કાર્તિક સ્વામી. सेनान्यम् इव કાર્તિકસ્વામીની માફક.

અર્થ—કોઈ એક વખતે આ દેવદારના વૃક્ષની સાથે વનના હાથીએ પોતાનું ગંડસ્થળ ઘસતાં તેની છાલ ઉખેડી નાંખી, તેથી કરીને, કાર્તિક સ્વામીને અસુરોના બાણોથી ક્ષત થતાં પાર્વતીને જેવો શોક થાય તેવો શોક પાર્વતીએ આ વૃક્ષને ક્ષત થતાં કર્યો.

(37) On one occasion a scar on its bark was made by a wild elephant–rubbing its temples against that tree; consequently Parvati the daughter of the Himalayas was deeply distressed–as if, it was her own son स्कन्द wounded by the weapons of the demons.

**तदाप्रभृत्येव वनद्विपानां, त्रासार्थमस्मिन्नहमद्रिकुक्षौ ।**
**व्यापारितः शूलभृता विधाय सिंहत्वमङ्कागतसत्त्ववृत्ति ॥ ३८ ॥**

પદચ્છેદ:–तदा प्रभृतिः ( આદિ અથવા પ્રથમ ) यस्मिन् कर्मणि यथा स्यात् तथा तत् तदाप्रभृत्येव=બરાબર તેજ વખતથી. वनस्य द्विपाः तेषाम् वनाद्विपानां અથવા वनवासिनां गजानां=વનમાં વસતા હાથીઓના. त्रासाय इति त्रासार्थं=भयार्थं=ભયને માટે. शूलं बिभर्ति इति शूलभृत् तेन शूलभृता= शिवेन=સદાશિવથી. अहम् व्यापारितः=अहम् नियुक्तः=મારી નિમણુક થઈ છે. अस्मिन् अद्रिकुक्षौ ( अद्रेः कुक्षौ )=अस्मिन् गुहायाम्=આ ગુફામાં. सिंहस्य भावः सिंहत्वं અથવા सिंहरूपं=સિંહના રૂપને. विधाय=कृत्वा= ધારણ કરીને. अङ्कं आगताः सत्वाः ( समीपमागताः–प्राप्ताः प्राणिनः )– अङ्कागतसत्वाः–अङ्कागतसत्वाः वृत्तिः यस्मिन् तत् ( सिंहत्वम् )–अङ्कागत- सत्व वृत्ति तत् (सिंहत्वम्)=નજદીકમાં આવે તેજ પ્રાણીના ઉપર જેની આજીવકા છે એવા સિંહ ભાવને.

અર્થ—તેજ વખતથી વનના હાથીઓનો ત્રાસ દૂર કરવા માટે સમીપમાં આવે તે જ પ્રાણીઓપર આજીવકા રાખવી એવા સીંહભાવને ધારણ કરાવીને, પર્વતની આ ગુફામાં સદાશિવે મારી નિમણુંક કરી છે.

(38) From that time the trident–bearing God Shiva, after transforming me into a lion–living upon such animals alone as

come unsought into-my hands-has posted me in this mountain valley to drive out wild elephants.

**तस्यालमेषा क्षुधितस्य तृप्त्यै, प्रदिष्टकाला परमेश्वरेण ।**
**उपस्थिता शोणितपारणा मे, सुरद्विषश्चान्द्रमसी सुधेव ॥ ३९ ॥**

**પદચ્છેદ:**–तस्य क्षुधितस्य तृप्त्यै=હું કે ભૂખ્યો છઉં તેની તૃપ્તિને માટે. अलं उपस्थिता ( प्राप्ता ) एषा ( गोरूपा )=ગાય રૂપે પ્રાપ્ત થએલું આ ( ભોજન ) બસ છે. प्रदिष्टः ( निर्दिष्टः ) कालः यस्याः सा प्रदिष्टकाला જેનો કાળ અગર મૃત્યુ નિર્માણ થઈ ચુકયું છે એવી ( આ ગાય ). परमेश्वरेण=પરમેશ્વરથી. व्रतान्ते भोजनं इति पारणा=વ્રત કર્યા પછી જે ભોજન થાય તે પારણું કહેવાય છે. शोणितस्य ( રૂધિરનું ) पारणा शोणितपारणा=રૂધિરનું પારણું. मे=મારૂં. सुरद्विषः=राहोः=રાહુનું. चंद्रमसः इयं चान्द्रमसी=ચંદ્રની. सुधा इव=अमृतं इव=અમૃતના જેવું.

**અર્થ**—વખત થતાં જેમ રાહુને પોતાની તૃપ્તિ માટે ચંદ્રમાનું અમૃત મળે છે તેમ હું કે જે ભૂખ્યો છઉં તેની તૃપ્તિને માટે પરમેશ્વરથી જેનો કાળ–મૃત્યુ નિર્માણ થઈ ચૂકયું છે તથા જે મને રૂધિરનું પારણું કરાવે એવી છે તે ગાય મળી ચૂકી છે.

(39) This cow, whose death is destined by God, has come to me (at a proper time) to give me bloody breakfast and cousequently to satisfy my hunger, as the nectar of Moon to Rahu, an enemy of gods.

**स त्वं निवर्तस्व विहाय लज्जां, गुरोर्भवान्दर्शितशिष्यभक्तिः ।**
**शस्त्रेण रक्ष्यं यदशक्यरक्षं, न तद्यशः शस्त्रभृतां क्षिणोतिः ॥४०॥**

**પદચ્છેદ:**–स एवम् उपायशून्यः त्वम्=તું કે જેની પાસે કાંઇપણ ઉપાય નથી એવો. लज्जां ( त्रपां ) विहाय ( त्यक्त्वा )=લાજ તજીને. निवर्तस्व=પાછો વળીજા. गुरोः=ગુરૂ પ્રત્યે. भवान्=આપ. दर्शिता ( प्रकाशिता) शिष्यस्य भक्तिः येन सः=दर्शितशिष्यभक्तिः=જેણે શિષ્ય તરીકેની ભક્તિ બતાવી છે એવા આપ. रक्षितुम् योग्यं–रक्ष्यं અથવા रक्षायोग्यं

रक्ष्यं. यत्=જે. शस्त्रेण=आयुधेन=હથીયારથી. शस्त्रेण अशक्या रक्षा यस्य तत् अशक्यरक्षं=શસ્ત્રથી જેની રક્ષા ન થઇ શકે એવું જે છે તે. न क्षिणोति=न हिनस्ति=નાશ કરતી નથી. तत्=ते. शस्त्राणि बिभ्रति इति शस्त्रभृतः तेषाम् शस्त्रभृतां=શસ્ત્રધારીઓના यश=યશને.

**અર્થ**—જેની પાસે કાંઇ પણ ઉપાય નથી એવા હે રાજા! ગુરૂ પ્રત્યેની તારી ભક્તિ જણાએલી છે (છાની નથી) એટલે તું સાચો ગુરુ ભક્ત છો. (પણ) જે કાંઈ રક્ષા કરવા લાયક હોય અને તેની રક્ષા હથીઆરથી પણ ન થાય ત્યારે તે વસ્તુ હથીઆર ધારણ કરનારના યશનો નાશ કરતી નથી. તાત્પર્ય-ઈશ્વરી બળ પાસે હથીઆર ધારીને શરમાવાનું કાંઈ કારણ નથી.

(40) Oh King! you have shown your devotion to your preceptor; now you may return home as it is no disgrace to you only because inability to protect something, which cannot be protected even by arms does not in any way destroy the glory of those who hold arms.

**इति प्रगल्भं पुरुषाधिराजो, मृगाधिराजस्य वचो निशम्य ।**
**प्रत्याहतास्त्रो गिरिशप्रभावा, दात्मन्यवज्ञां शिथिलीचकार ॥४१॥**

**પદચ્છેદ:**-इति=ઉપર પ્રમાણે. मृगाणाम् आधिराजः मृगाधिराजः तस्य मृगाधिराजस्य=સિંહના. प्रगल्भं ( चतुरं ) वचः=બડાઇવાળું બોલવું. निशम्य=श्रुत्वा=સાંભળીને पुरुषाणाम् अधिराजः पुरुषाधिराजः=રાજા દિલીપ. प्रत्याहतं अस्त्रं यस्य सः प्रत्याहतास्त्रः कुण्ठितास्त्रः જેના હથીઆરની ગતી બંધ પડી ગઇ છે એવા રાજાએ. गिरीशस्य प्रभावः तस्मात्=શંકરના પ્રભાવથી. आत्मनि=મનમાં अवज्ञां=अपमानं=અપમાનને शिथिलीचकार=કમી કર્યું-મનને શાંત કર્યું.

**અર્થ**—ઉપર પ્રમાણે સિંહના અભીમાનવાળાં વચનો સાંભળીને જેના હથીઆરની ગતિ બંધ થઇ ગતી હતી એટલે હથીઆર નકામા થઈ ગયાં હતાં તે દિલીપ રાજાએ મનમાં પોતાને થએલા અપમાનને સહન કર્યું.

(41) Thus the king of the mortals, whose arms were made powerless on account of the supernatural powers of God Shiva, heard the proud words of the king of beasts and did not think himself much insulted.

**प्रत्यब्रवीच्चैनमिषुप्रयोगे, तत्पूर्वभङ्गे वितथप्रयत्नः ।
जडीकृतस्त्र्यम्बकवीक्षणेन, वज्रं मुमुक्षन्निव वज्रपाणिः ॥४२॥**

**પદચ્છેદ:**–स एव पूर्वभङ्गः यस्य सः–तत्पूर्वभङ्गः–तस्मिन्–तत्पूर्वभङ्गे. इषोः प्रयोगः इषुप्रयोगः–तस्मिन्–इषुप्रयोगे =બાણના પ્રયોગના પહેલાજ પ્રસંગમાં. वितथः प्रयत्नः यस्य सः=विफलप्रयासः=જેનો પ્રયત્ન નિષ્ફળ થઇ ગયો છે એવો દિલીપ. एनम् प्रति તે સિંહ પ્રત્યે. अब्रवीत्=બોલ્યો. त्रीणि अम्बकानि यस्य सः त्र्यम्बकः=हरः=સદાશિવ. त्र्यम्बकस्य वीक्षणं–त्र्यम्बकवीक्षणं–तेन–त्र्यम्बकवीक्षणेन=સદાશિવના જોવાથી. न जडः अजडः अजडः जडः यथा संपाद्यमानः ( થએલો ) कृतः–जडीकृतः=જડ જેવો બનેલો. वज्रं पाणौ यस्य सः वज्रपाणिः=જેના હાથમાં વજ્ર છે એવો એટલે ઇંદ્ર. मोक्तुम् इच्छन्=मुमुक्षन् મુકવાને ઇચ્છતો वज्रं मुमुक्षन् इव= વજ્રને મુકવા ઇચ્છતા ઇંદ્રની માફક સ્થિર થએલો રાજા.

**અર્થ**—સદાશિવ પ્રત્યે વજ્ર છોડવાની ઇચ્છા કરનારો ઇંદ્ર જેમ સદાશિવના દર્શનથી (સદાશિવને જોતાંજ) જડ બન્યો હતો. તેમ બાણના પ્રયોગમાં –જેનો પ્રયત્ન પ્રથમ નિષ્ફળ ગયો છે, એવો દિલીપરાજા સિંહના પ્રત્યે બોલ્યો કે—

(42) King Dilipa–whose attempt to protect the cow was baffled–which was the first time that his arms were of no effect–addressed the lion; similar was once the case of Indra–whose thunder–bolt was also of no effect only by the mysterious gaze of the three–eyed God Shiva.

**संरुद्धचेष्टस्य मृगेन्द्रकामं, हास्यं वचस्तद्यदहं विवक्षुः ।
अन्तर्गतं प्राणभृतां हि वेद, सर्वं भवान्भावमतोऽभिधास्ये ॥४३॥**

**પદચ્છેદ:**–हे मृगेन्द्र !=હેસિંહ !. संरुद्धा चेष्टा यस्य सः संरुद्धचेष्टः तस्य संरुद्धचेष्टस्य=प्रतिबद्ध व्यापारस्य ( मम )=હું કે જેનો પ્રયત્ન બંધ થઇગયો છે તેના तद् यद्=જે કાંઇ. वक्तुम् इच्छुः विवक्षुः કહેવાને ઇચ્છા કરૂં છઉં ( તે ) वचः=કહેવું તે. कामं=ખરેખર. हसितुम् योग्यं हास्यं–હસવા લાયક. हि=તોપણ. प्राणभृतां=પ્રાણીઓના. अन्तर्गतं सर्वं भावम्=

અંતરના સર્વ ભાવોને ( વિચારોને ). वेद=જાણો છો. अतः=તેથી. अभिधास्ये=હું કહીશ.

**અર્થ**—હે સિંહ! હું કે જેનો પ્રયત્ન બંધ થઈ ગયો છે અને-હું જે કાંઇ બોલવા ઈચ્છું છું તેનું-એટલે મારૂં કહેવું, ખરેખર હાસ્યજનક છે તોપણ પ્રાણીઓના અંતઃકરણના સર્વ ભાવને તું જાણે છે માટે હું કાંઈ કહીશ.

(43) Oh lion! as my efforts are put a stop to what I am going to speak to you will be most likely regarded as laughable by you; but as you know all the secrets of the mortals I think it better to speak to you.

**मान्यः स मे स्थावरजंगमानां, सर्गस्थितिप्रत्यवहारहेतुः ।**
**गुरोरपीदं धनमाहिताग्नेर्नश्यत्पुरस्तादनुपेक्षणीयम् ॥ ४४ ॥**

**પદચ્છેદ:**—सः ( हेतुः )=તે ( પરમેશ્વર )—સદાશિવ. मे मान्यः= मे पूज्यः=મારા પુજ્ય. तिष्ठन्ति इति स्थावराः—गच्छन्ति इति जंगमाः—स्थावराश्च जंगमाश्च स्थावरजंगमाः तेषाम् स्थावरजंगमानाम्=સ્થાવર જંગમ-પ્રાણી પદાર્થના. सर्गश्च स्थितिश्च प्रत्यवहारश्च—सर्गस्थितिप्रत्यवहाराः तेषाम् हेतुः—सर्गस्थितिप्रत्यवहारहेतुः=ઉત્પત્તિ સ્થિતિ અને લયના કારણભુત એવા सः એટલે મહાદેવજી. अपि=પણ. आहिताः ( ધારણ કરેલા ) अग्नयः येन सः आहिताग्निः—तस्य—आहिताग्नेः=અગ્નિ જેણે ધારણ કર્યો છે એવા ( ગુરૂનું ) गुरोः=ગુરૂનું. इदं धनम्=આ મીલકત. पुरस्तात् नश्यत्=નજર આગળ નાશ પામતું. उपेक्षितुम्=योग्यं उपेक्षणीयम्—न उपेक्षणीयम् अनुपेक्षणीयम्=अत्याज्यं=નહીં તજવા જેવું, બેદરકાર ન રહેવા જેવું એટલે કરવા યોગ્ય.

**અર્થ**—સ્થાવર જંગમની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણ ભૂત તે સદાશિવ મને માન્ય છો-મારા (પણ) પજ્ય છે. પણ જેઓ અગ્નિને ધારણ કરી રહ્યા છે એટલે જેમના આશ્રમમાં અગ્નિના કુંડ છે એવા ગુરૂ વસિષ્ઠની આ મીલ્કત ( ગાય ) મારી નજર આગળ નાશ પામે તે વાત જવા દેવા જેવી નથી-તાત્પર્ય-તે ગાયને બચાવવા મારે પ્રયત્ન કરવાની જરૂર છે.

(44) I (also) bow down to that God Shiva, who is the author of the creation, preservation and destruction of all what

we see in this world *i. e.* animate and inanimate; but the destruction in my presence of the property of Guru वसिष्ठ, who daily keeps sacrificial fire in his hermitage, cannot be tolerated or disregarded.

**स त्वं मदीयेन शरीरवृत्तिं, देहेन निर्वर्तयितुं प्रसीद ।**
**दिनावसानोत्सुकबालवत्सा, विसृज्यतां धेनुरियं महर्षेः ॥४५॥**

**પદચ્છેદ:**–स त्वं=अङ्कागतसत्त्ववृत्तिः त्वं=સમીપમાં કોઇપણ પ્રાણી આવે તેના ઉપર ગુજરાન ચલાવવું એવો નિયમ ધારી તું. मम् अयम् मदीयः तेन मदीये न. मदीयेन देहेन=મારા દેહ વડે. शरीरस्य वृत्तिः शरीरवृत्तिः ताम् शरीरवृत्तिं=भोजनं=તારું ભોજન. निर्वर्तयितुम=સંપાદન કરીને, મેળવીને. प्रसीद=રાજી થા. दिनस्य अवसानं दिनावसानं–दिनावसाने ( दिवसान्ते ) उत्सुकः ( सोत्कण्ठः ) बालः वत्सः यस्याः सा–दिनावसानोत्सुकबालवत्सा=સાયંકાળે જેનું વાછરૂ તેની માતાને મળવા માટે ઉત્સુક થઇ રહ્યું હશે તે ગાય. महर्षेः इयं धेनुः=રૂષિની આ ગાય. विसृज्यताम्=विमुच्यताम्=છોડી દેવાવી જોઇએ

અર્થ—રાજાદિલીપ કહે છે કે ત્યારે તું મારા આ શરીરથી તારૂં ભોજન કરીને ખુશી થા; અને સાયંકાળે જેનું વાછડું તેની માતાને મળવા માટે ઉત્સુક થઈ રહ્યું હશે એવી આ રૂષિની ગાય ને તું છોડી દે.

(45) Oh Lion! then appease your hunger with this body of mine and make free this cow of the great sage–whose young calf is anxiously waiting for her return in the evening.

**अथान्धकारं गिरिगह्वराणां, दंष्ट्रामयूखैः शकलानि कुर्वन् ।**
**भूयः स भूतेश्वरपार्श्ववर्ती, किंचिद्विहस्यार्थपतिं बभाषे ॥**

**પદચ્છેદ:**–अथ=પછી. गिरेः गह्वराणि गिरिगह्वराणि तेषाम्–गिरिगह्वराणाम्=પર્વતની ગુફાના अंधकारं=અંધકારને. शकलानि कुर्वन्=કકડા કકડા કરીને. दं ाणाम् मयूखाः ( કિરણો અથવા તેજ ) दं ामयूखाः तैः दंष्ट्रामयूखैः=दंष्ट्रप्रभाभिः=દાંતના કીરણોથી અથવા પ્રકાશથી. सः भूयः बभाषे=ફરીવાર તે બોલ્યો. अर्थपतिं=રાજા પ્રત્યે भूतानाम् ईश्वरः भूते-

श्वरः तस्य पार्श्वे वर्तते इति भूतेश्वरपार्श्ववर्ती=સદાશિવની પાસે રહેનારો (સિંહ). किंचिद्विहस्य=જરા હસીને.

**અર્થ**—પછી ગુફાના અંધકારના (પોતાના) દાંતના કિરણોવડે કકડા કરીને–(તાત્પર્ય તે સિંહના દાંત ચળકતા હતા તેથી તેનો પ્રકાશ ગુફાના જેટલા ભાગમાં પડતો હતો તેટલા ભાગમાં અજવાળું થતું હતું એટલે અંધકારના કકડા અગર ભાગ પડતા હતા)—સદાશિવની પાસે રહેનારો તે સિંહ જરા હસીને દિલીપરાજા પ્રત્યે ફરીવાર બોલ્યો કે—

(46) Then partly illuminating the darkness of the mountain-caves with the rays of his (of the lion) white teeth the servant of Sadashiva laughed a little and again replied to the King as under:—

**एकातपत्रं जगतः प्रभुत्वं, नवं वयः कान्तमिदं वपुश्च ।**
**अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्विचारमूढः प्रतिभासि मे त्वम्॥४७॥**

**પદચ્છેદ:**–एकं आतपत्रं (एकच्छत्रं=એક છત્ર) यस्मिन् तत् प्रभुत्वं=એક છત્રવાળું રાજ્ય એટલે ચક્રવર્તિ રાજ્ય. जगतः=लोकस्य–દુનિયાનું प्रभुत्वं=स्वामित्वम्=ધણી પણું. नवं वयः=यौवयनम्=જુવાની. इदं कान्तं वपुः=इदं रम्यं वपुः=આ સુંદર શરીર. अल्पस्य हेतोः–अल्पेन कारणेन=થોડા કારણ માટે એટલે આ ગાય જેવા પશુ માટે. बहु=બહુ અથવા ઘણું. हातुम्=त्यक्तुम्=તજવા માટે–પ્રથમની લીટીમાં આવેલા શબ્દો આ શબ્દના કર્મ છે. इच्छन्=ઇચ્છતો. त्वम् मे विचारमूढः=તું મને મંદ વિચારવાળો. प्रतिभासि=જણાય છે.

**અર્થ**—(સિંહ દિલીપની પરિક્ષા કરે છે–તેના દેહમાં તથા દેહને અંગે વ્હાલાં લાગતાં બીજા પદાર્થોમાં ધર્મના કરતાં કેટલી વધારે મમતા છે તે જુએ છે) હે દિલીપ! તું (આ ગાય જેવા) થોડા કારણને માટે, (તારૂં) ચક્રવર્તિપણું, તારી જુવાની (જુવાનીનું સુખ) અને આ સુંદર શરીર તજવાને ઇચ્છે છે તેથી તું મને મંદ બુદ્ધિવાળો જણાય છે.

(47) Oh Prince! to me you appear unwise in your decision because you wish to abandon much for the sake of little, *i. e.* for a trifle like this animal, you are ready to sacrifice your sovereignty over the world, your tender youth and your charming self.

भूतानुकम्पा तव चेदियं गौ, रेका भवेत्स्वस्तिमती त्वदन्ते ।
जीवन्पुनः शश्वदुपप्लवेभ्यः, प्रजाः प्रजानाथ पितेव पासि ॥४८॥

**પદચ્છેદ:**-प्रजायाः नाथः प्रजानाथः तत्संबुद्धौ-हे प्रजानाथ !=હે રાજા ! तव चेत्=જો તને હોય.भूतेषु अनुकम्पा-भूतानुकम्पा=પ્રાણી માત્ર પ્રત્યે દયા. तव अन्तः त्वदन्तः-तस्मिन् त्वदन्ते=તારા મોતના સાટામાં-બદલામાં. गौः एका=એક ગાય. स्वस्ति अस्ति यस्याः सा स्वस्तिमती=કુશળ. भवेत्=થાય. जीवन्पुनः=પણ તું જીવતો છો તો. पिता इव=પિતાની માફક. प्रजाः पासि=प्रजाः रक्षसि=પ્રજાનું રક્ષણ કરે છે. शश्वत्=હમેશાં, સદા. उपप्लवेभ्यः=विघ्नेभ्यः=વિઘ્નોમાંથી, દુઃખમાંથી.

**અર્થ**—( સિંહ આગળ બોલ્યો કે ) તારા મોતના સાટામાં એટલે તું મરે તેના બદલામાં માત્ર આ ગાય બચે એવી તને પ્રાણીઓ પ્રત્યે દયા હોય તો (સાંભળ), હે પ્રજાના નાથ ! તું જીવતો છે તો ( તારી ) પ્રજાને પિતાની માફક વિઘ્નોમાંથી બચાવે છે-તાત્પર્ય તારા જીવવાથી પ્રાણીઓ પ્રત્યે વધારે દયા થાય છે અને થશે.

(48) Oh Lord of people! if you are so compassionate as to lose your life for the sake of this single cow, remember that if you are alive, you will always protect your subjects as their father from all their troubles.

अथैकधेनोरपराधचण्डाद्गुरोः कृशानुप्रतिमाद्बिभेषि ।
शक्योऽस्य मन्युर्भवता विनेतुं गाः कोटिशः स्पर्शयता घटोध्नीः॥४९

**પદચ્છેદ:**-अथ=વળી. एका धेनुः यस्य सः एकधेनुः तस्मात् एकधेनोः=એક ગાય વાળા ( ગુરૂ ) થી. अपराधे चण्डः-अपराधचण्डः-तस्मात् अपराधचण्डात्=અપરાધથી થતા ઉગ્રપણાથી. गुरोः ગુરૂથી. कृशानुः प्रतिमा यस्य स कृशानुप्रतिमः तस्मात् कृशानुप्रतिमात्=અગ્નિના જેવી મૂર્તિવાળા ગુરૂથી.बिभेषि=તું બીએ છે. अस्य ( गुरोः ) मन्युः=આ ગુરૂના ક્રોધને. भवता विनेतुं शक्यः=તારા વડે દૂર કરવાને શકય-તારાથી દૂર કરી શકાય એવું. स्पर्शयति इति स्पर्शयन् तेन स्पर्शयता=प्रतिपादयता=આપતા એવા ( આ શબ્દ भवतानुं વિશેષણ છે ). कोटयः एव कोटिशः

ताः ( कोटिप्रमाणाः )=કરોડો. गाः=धेनूः=ગાયોને. घटाः इव ऊधांसि ( આઉ અગર અડાણ. ) यासाम् ताः घटोध्न्यः ताः घटोध्नीः ( નદીના જેવા રૂપ છે ). ઘડા જેવા જેના આઉ છે એવી ( ગાયો ) ને.

**અર્થ**—( સિંહ આગળ બોલ્યો કે હે દિલીપ !) એક ગાયવાળા, અપરાધથી ઉગ્ર થાય એવા તથા અગ્નિના જેવી ઉપમાવાળા ગુરૂ (વસિષ્ટ)થી ( જો કદાચ ) તું ડરતો હો તો, ઘડા જેવા આઉવાળી કરોડો ગાયને આપતા એવા તુંથી આ ગુરૂના ક્રોધને દુર કરી શકાય એવું છે. એટલે એકને બદલે આવી કરોડો ગાયો ગુરૂને આપીશ તો ગુરૂનો ક્રોધ શમી જશે–તાત્પર્ય–આ ગાયને બચાવવાની વાત છોડી તારા દેહનું રક્ષણ કર.

(49) But if you are afraid of meeting with the great displeasure of your Guru, who is the very image of fire and who will be undoubtedly enraged by the loss of his single cow, –but–it is, in every way, within your reach to quiet his wrath by presenting him crores of cows, whose udders are ample and full like jugs.

**तद्रक्ष कल्याणपरम्पराणां, भोक्तारमूर्जस्वलमात्मदेहम् ।**
**महीतलस्पर्शनमात्रभिन्न, मृद्धं हि राज्यं पदमैन्द्रमाहुः ॥५०॥**

**પદચ્છેદ**:–तत्=તે કારણથી. आत्मदेहम् रक्ष=તારા દેહનું રક્ષણ કર. कल्याणानाम् परम्पराः कल्याणपरम्पराः–तासाम् कल्याणपरम्पराणाम् मंगलसंततीनां=મંગળના એટલે સુખના પ્રવાહના. भुनक्ति इति भोक्ता तम्–भोक्तारम्=ભોગવનાર. उर्जः ( बलम् ) अस्ति अस्य सः उर्जस्वलः तम् उर्जस्वलम्=બળવાન ( શરીર ) ને. मह्याः तलं महीतलं–महीतलस्य स्पर्शनम् एव–महीतलस्पर्शनमात्रम्–तेन भिन्नं–महीतलस्पर्शनमात्रभिन्नम्=માત્ર ફેર એટલોજ છે કે આ પૃથ્વી ઉપર છે. ऋद्धं राज्यं=સમૃદ્ધિવાળું રાજ્ય. इन्द्रस्य इदं ऐन्द्रम् तत् ऐन्द्रम्. ऐन्द्रम् पदम्=ઇંદ્રપદ. आहुः=લોકો કહે છે કે.

**અર્થ**—આ તારો બળવાન દેહ કે જે કલ્યાણોની પરંપરાને ભોગવનાર છે એટલે એ શરીર હશે તો ઘણાં કલ્યાણકારી (મંગળ) કાર્ય થશે માટે તે દેહનું તું રક્ષણ કર; વિદ્વાન પુરૂષો કહે છે કે તારૂં રાજ્ય ઇંદ્રના રાજ્ય જેવું સમૃદ્ધિવાળું છે માત્ર ફેર એટલોજ છે કે આ તારૂં રાજ્ય પૃથ્વી ઉપર છે

( અને ઇંદ્રનું રાજ્ય સ્વર્ગમાં છે )–તાત્પર્ય–કદાચ તારા મનમાં એવી ઇચ્છા હોય કે 'ધર્મને માટે દેહનો ત્યાગ કરીને ઇંદ્રપદને પામું' તો તારૂં રાજ્ય ઈંદ્રના જેવુંજ સમૃદ્ધિવાળું છે માટે તેવા કારણથી પણ તારે ગાયને માટે મરવું જોઇએ નહીં.

(50) Oh King! (if you are satisfied with these words of mine), protect your body which is strong and stout and with which you enjoy pleasures of this world; your prosperous kingly power is said to be equal to that of Indra only with this difference that your sway is on the surface of the earth.

**एतावदुक्त्वा विरते मृगेन्द्रे, प्रतिस्वने नास्य गुहागतेन।**
**शिलोच्चयोऽपि क्षितिपालमुच्चैः, प्रीत्या तमेवार्थमभाषतेव ॥५१॥**

**પદચ્છેદ:**–एतद् परिमाणं यस्य तत् एतावत्=એટલુંજ उक्त्वा= કહીને.मृगेन्द्रे विरते=सिंहे मौनीभूते=સીંહ ચુપ થયો છતાં. अस्य ( सिंहस्य ) =આ સિંહના. गुहाम् गतः गुहागतः तेन गुहागतेन=कन्दरास्थितेन= ગુહામાં ગયેલા ( પડધા )થી. प्रतिस्वनेन=प्रतिशब्देन=પડધાથી. પડછં-દાથી. शिलोच्चयः अपि=પર્વત પણ. क्षितिपालं=રાજાને. उच्चैः=ઉંચે સાદેથી, મોટા અવાજથી. प्रीत्या=પ્રીતિથી. तम् एव अर्थम्=તેજ અર્થને. अभाषत इव=જાણે કહેતો હોય તેમ.

અર્થ—( કવિ કહે છે કે ) આટલુંજ બોલીને સિંહ મૌન રહ્યો છતાં, ગુફામાં ગએલા તેના અવાજના પડઘાથી–પડછંદાથી પર્વત પણ જાણે તે રાજાને ઉંચા અવાજથી અને પ્રીતિથી એવાજ અર્થનું કાંઇ કહેતો હોય (તેમ જણાતું હતું ). આ શ્લોક એવું સુચવે છે દિલીપે સૌનો અથાગ પ્રેમ પ્રાપ્ત કર્યો હતો તેથી તે લાંબુ આયુષ્ય ભોગવે એવી સૌની ઇચ્છા હતી.

(51) Having said this, the lion became quiet; but the echoes of his voice resounded in the caves; consequently the mountain also loudly repeated the same request to the King with great pleasure as it were.

**निशम्य देवानुचरस्य वाचं, मनुष्यदेवः पुनरप्युवाच।**
**धेन्वा तदध्यासितकातराक्ष्या, निरीक्ष्यमाणः सुतरां दयालुः॥५२॥**

**પદચ્છેદ:**—देवस्य अनुचरः देवानुचरः तस्य देवानुचरस्य=દેવના અનુચરનું એટલે સિંહનું. वाचं ( वाणीं ) निशम्य ( श्रुत्वा )=વાણી સાંભળીને. मनुष्याणाम् देवः मनुष्यदेवः=राजा=રાજા. पुनः अपि उवाच= ફરીથી પણ બોલ્યો. तेन (सिंहेन) अध्यासितम्–(દબાણ, ભાર) तदध्यासितम् –तदध्यासितेन कातरे (ગરીબ, દીન) अक्षिणी (नेत्रे) यस्याः सा–तदध्यासितकातराक्षी–तया–तदध्यासितकातराक्ष्या=તેના ( સિંહના ) દબાણથી જેની આંખો ગરીબ બની ગઇ છે એવી ( ગાય ) થી. निरीक्ष्येत इति निरीक्ष्यमाणः=જોવાતો એવો રાજા. सुतरां दयालुः=અત્યંત દયાળુ એવો રાજા.

**અર્થ**—સિંહના દબાણથી જેની આંખો ગરીબ અગર દીન બની ગઇ હતી એવી ગાયથી નિહાળાતો ( એવી ગાય જેના સામું જોઇ રહી છે એવો ) અને અત્યંત દયાળુ તે દિલીપ રાજા, દેવના અનુચર ( સિંહ )નું બોલવું સાંભળીને ફરીથી પણ ( તેના પ્રત્યે ) બોલ્યો–( સિંહે દિલીપને ધર્મ ચુકાવવા પ્રયત્ન કર્યો તેનો જવાબ હવે દિલીપ આપે છે. કયા કારણથી હજી સુધી દિલીપનું નામ અમર રહ્યું તે કારણનું આપણને ભાન કરાવે છે. )

(52) Having heard the speech of the servant of Shiva, King Dilipa, being moved mightily on account of the timid appearance of the cow under grasp of the lion, spoke again.

**क्षतात्किल त्रायत इत्युदग्रः, क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।**
**राज्येन किं तद्विपरीतवृत्तेः, प्राणैरुपक्रोशमलीमसैर्वा ॥५३॥**

**પદચ્છેદ:**—किल=ખરેખર. क्षतात् ( નાશમાંથી ) त्रायते ( રક્ષણ કરે છે ) इति उदग्रः ( ઉંચા પ્રકારનો ) क्षत्रस्य ( क्षत्रवर्णस्य ) शब्दः= નાશમાંથી જે રક્ષણ કરે છે તે ‘ક્ષત્ર શબ્દ’ ઉંચા પ્રકારનો ( છે ). भुवनेषु=ત્રણ લોકમાં. रूढः=પ્રસિદ્ધ. तस्य शब्दस्य તે શબ્દની. विपरीता वृत्तिः यस्य सः तद्विपरीतवृत्तिः तस्य तद्विपरीतवृत्तेः=તે શબ્દની ઉલટી રીતિથી, એટલે નાશથી કોઇને ન બચાવવાનો ધર્મ ચૂકીએતો राज्येन किम्=રાજ્ય હોય તોપણ કાંઇ કામનું નથી. उपक्रोशेन(નિંદાથી) मलीमसाः ( મલીન થયા છે ) प्राणाः–उपक्रोशमलीमसाः प्राणाः–तैः –उपक्रोशमलीमसैः प्राणैः=નિંદાથી મલીન થએલા પ્રાણોથી (પણ શું !) वा=અથવા.

અર્થ—( દિલીપ કહે છે કે ) ત્રણુ લોકમાં એટલી વાતો પ્રસિદ્ધ છે કે નાશમાંથી અગર ભયમાંથી જે રક્ષણુ કરે છે તે ' ક્ષત્ર ' નામનો ઉગ્ર શબ્દ છે ( ક્ષત્રીય શબ્દ ) છે–એટલે ભયમાંથી રક્ષણુ કરવું એ ક્ષત્રીયનો પરમ ધર્મ છે એવું ત્રણે લોક જાણે છે (છતાં) તે શબ્દનું વીપરીત થતું હોય એટલે તે ક્ષત્રીય ધર્મ ન સચવાતો હોય તો (અમારે) રાજ્યથી અગર નિંદાથી મલીન થએલા પ્રાણોનું પણ પ્રયોજન નથી–તાત્પર્ય ધર્મની રક્ષા કરવા ઇચ્છનારે રાજ્ય અગર દેહના સુખમાં મમત્વ રાખી શકાય નહીં–પહેલો ધર્મ અને પછી દેહ અને દેહને લાગતાં વળગતાં સુખ–સ્વસ્વરૂપનું ભાન હોય તોજ આવા ઉમદા વિચારો સ્ફુરી શકે.

(53) It is known throughout the world that ' to protect others from a wound ' is the glorious privilege of a Kshatriya. What is the good of my sovereignty of the world or of my life which is darkened with disgrace if I act in opposition to the spirit of that privilege.

**कथं नु शक्योऽनुनयो महर्षेर्विश्राणनाच्चान्यपयस्विनीनाम् ।**
**इमामनूनां सुरभेरवेहि, रुद्रौजसा तु प्रहृतं त्वयास्याम् ॥५४॥**

**પદચ્છેદઃ–कथं नु शक्यः=તે કેમ બને ! महांश्चासौ ऋषिश्च महर्षिः तस्य महर्षेः=મોહા રૂષિની. अनुनयः=क्रोधापनयः=પ્રસન્નતા. अन्याश्चताः पयस्विन्यश्च–अन्यपयस्विन्यः तासाम् अन्यपयस्विनीनाम्–अन्यदोग्ध्रीणाम् ઉત્તમ દુધવાળી ગાયોના. विश्राणनात्= दानात्=દાનથી. इमाम् अवेहि= આ ગાયને જાણ઼. सुरभेः=સુરભી એટલે કામધેનુથી. न ऊना इति अनूना ताम अनूनां=ઉણી અથવા હલકી. रुद्रस्य ओजः रुद्रौजः–तया–रुद्रौजसा= સદાશિવના પ્રભાવથી. तु=પણ. त्वया प्रहृतं=તારાથી થએલો પ્રહાર. अस्याम्=આ ગાય વિષે.**

અર્થ—( દિલીપ આગળ કહે છે કે ) બીજી ઉત્તમ દુધવાળી ગાયોના દાનથી મોટા રૂષિ ( વસિષ્ઠ ગુરૂ )ની પ્રસન્નતા કેમ બને ? ( તું આ ગાયને એક સાધારણ ગાય સમજતો હોઇશ પણ ) આ ગાયને કામધેનુના કરતાં હલકી ન ગણીશ, માત્ર સદાશિવના પ્રતાપથી તેં આ (સમર્થ) ગાયને દુઃખ દીધું છે–એટલે સદાશિવનો પ્રતાપ ન હોય તો તું કાંઈ પણ કરી શકે એવું નથી.

(54) It is impossible to be free from the anger of the great sage by giving other cows. Know that this cow is not, in any way, inferior to Kam-dhenu; you have been able to attack her only through the influence of God Shiva.

**सेयं स्वदेहार्पणनिष्क्रयेण, न्याय्या मया मोचयितुं भवत्तः ।**
**न पारणा स्याद्विहता तवैवं, भवेदलुप्तश्च मुनेः क्रियार्थः ५५**

**પદચ્છેદઃ**-सा इयं सेयं=તે આ ગાય. स्वस्य देहः स्वदेहः-स्वदेहस्य अर्पणम् स्वदेहार्पणम्-स्वदेहार्पणं एव निष्क्रयः-स्वदेहार्पणनिष्क्रयः तेन स्वदेहार्पणनिष्क्रयेण=પોતાનો દેહ અર્પણ કરવા રૂપી મૂલ્યથી. भवत्तः=તારી પાસેથી. मोचयितुं=છોડાવવાને માટે. मया=મારાથી. न्यायात् अनपेता (युक्त)-न्याय्या=ન્યાયથી યુક્ત (તે ગાય). एवं=એમ કરવાથી. तव पारणा=તારા પારણા, તારૂં ભોજન. विहता (नष्टा) न स्यात्=નાશ નહીં થાય. च=અને मुनेः=મુનિ વસિષ્ઠનું. क्रिया एव अर्थः क्रियार्थः=ક્રિયા. न लुप्तः अलुप्तः=લોપ. न भवेत्=નહી થાય.

અર્થ—( દિલીપ આગળ કહે છે કે ) મારા પોતાના દેહનું મૂલ આપીને, તારી પાસેથી હું આ ગાય છોડાવું તો તે ગાય મને ન્યાયથી મળી ( એવું માની શકું ); એમ કરવાથી તારા પારણાનો એટલે ભોજનનો નાશ નહીં થાય અને વસિષ્ટ મુનીની ક્રિયાનો લોપ ( પણ ) નહીં થાય—તારા પારણાનું કાર્ય મારા દેહથી સરશે અને વસિષ્ઠની ક્રિયાનું કાર્ય ગાયની હૈયાતીથી ચાલુ રહેશેજ. તાત્પર્ય તારૂં, ગાયનું અને ગુરૂનું કાર્ય થતું હોય તો મારા દેહની દરકાર મારે નજ કરવી જોઈએ.

(55) Therefore I am quite right in asking you to make this cow free by accepting my body as the cost of the cow, in which case, you shall have your food and the ceremonies of the sage will continue.

**भवानपीदं परवानवैति, महान्हि यत्नस्तव देवदारौ ।**
**स्थातुं नियोक्तुर्न हि शक्यमग्रे, विनाश्य रक्ष्यं स्वयमक्षतेन५६**

**પદચ્છેદ:**—भवान् परवान्=આપ કે જે પરાધિન છો—નોકર છો તે. अपि=પણ. इदं अवैति=આ વાતને જાણો છો. हि=કારણે. तव महान् यत्नः =તારો મહાન્ યત્ન છે. देवदारौ=દેવદારના વૃક્ષમાં એટલે શંકરની આજ્ઞા પ્રમાણે દેવદારની રક્ષા કરવામાં. नक्षतः अक्षतः तेन अक्षतेन=નહીં હણાએલા. स्वयं अक्षतेन=પોતે કે જે હણાયો નથી તેનાથી. स्थातुम् न शक्यम्=ઉભા રહેવું ન બની શકે. नियोक्तुः अग्रे=ધણી અગર શેઠ અગર ગુરૂના સમક્ષ. रक्षितुम् योग्यं रक्ष्यं=જે રક્ષણ કરવા લાયક છે તેને અગર તેનો. विनाश्य=નાશ કરાવીને.

**અર્થ**—( દિલીપ સેવાધર્મ—નોકરધર્મનું ભાન કરાવે છે ) ( સદાશિવની આજ્ઞા પ્રમાણે ) આ દેવદારની રક્ષા કરવામાં આપનો મહાન્ પ્રયત્ન છે તેથી આપ કે જે પરાધીન છો તે આ વાતને ( એટલે મારા પરાધીનપણાને અગર મારા સેવકના ધર્મને ) જાણો છો—સમજો છો—એટલે સેવકના ધર્મ સબંધી કાંઇ વધારે બોલતો નથી—એટલુંજ કહુ છઉં કે—જે ચીજ રક્ષણ કરવા લાયક હોય તેનો નાશ કરાવીને અને પોતે સહી સલામત રહીને, ધણીની સમક્ષ ઉભા રહેવું બની શકે એવું નથી—તાત્પર્ય રક્ષણ કરવા લાયક ચીજના રક્ષણાર્થે આપણા દેહનો ત્યાગ કરવો પડે તો તે વ્યાજબી છે.

(56) King Dilipa said, " you are also a servant and guarding this Deva-daru tree with great care, therefore you can easily understand that it is difficult for a servant to stand before his master, himself unhurt, when the thing entrusted to him is destroyed.

**किमप्यहिंस्यस्तव चेन्मतोऽहं, यशःशरीरे भव मे दयालुः।**
**एकान्तविध्वंसिषु मद्विधानां, पिण्डेष्वनास्थाखलुभौतिकेषु५७**

**પદચ્છેદ:**—किम् अपि चेत्. ભલે કદાચ. न हिंस्यः अहिंस्यः=ન હણવા લાયક. अहं तव मतः મને તું ( ન હણવા લાયક ) માનતો હોય ( તો. ) मे મારા. यशः एव शरीरं यशःशरीरं तस्मिन्—यशः शरीरे=યશ રૂપી શરીરમાં—મારી કીર્તિમાં. दयालुः=कारुणिकः= દયાવાળો. भव=થા. एकान्तम् ( અવશ્ય ) विध्वंसन्ते ( નાશ પામનારા છે ) इति एकान्तविध्वंसिनः तेषु—एकान्तविध्वंसिषु=અવશ્ય

નાશ પામનાર ( શરીરો ) માં. भूतानाम् विकाराः भौतिकाः तेषु भौतिकेषु =પંચ મહાભૂતના. पिण्डेषु=શરીરોમાં. मम् इव विधा (પ્રકાર, રીતભાત, વિચાર ) येषाम् ते मद्विधाः तेषाम्–मद्विधानां=મારા જેવા વિચાર જેમને હોય તેમને न आस्था इति अनास्था=અશ્રદ્ધા.

અર્થ—( દિલીપ આગળ કહે છે કે ) ભલે કદાચ તારા મત પ્રમાણે હું હણાવા લાયક ન હોઉં તો, મારા યશ શરીરમાં તું દયાળુ થા–એટલે જે પ્રકારે મારો ધર્મ અને કીર્તિ વધે તેમ કર–( તાત્પર્ય–મારૂં શરીર બચે અને આ ગાય મરી જાય તો મારો ધર્મ અગર મારી કીર્તિ નાશ પામશે. )–હું તને સત્ય કહું છઉં કે મારા જેવા જ વિચારના પુરૂષોને, અવશ્ય નાશ થનારા પંચમહાભૂતના આ શરીરોમાં શ્રદ્ધા હોતી નથી–તાત્પર્ય–ઉંચા વિચારના માણસો મરણથી ડરતા નથી પણ ધર્મથી અગર આબરૂથી ડરે છે.

(57) If I am considered (by you) unworthy to be killed, better be kind to avoid injury to my fame (lit=my body made of fame); for, truly speaking, men of my type have no confidence in bodies made of earth and other elements and (which are) undoubtedly perishable.

सम्बन्धमाभाषणपूर्वमाहु, र्वृत्तः स नौ संगतयोर्वनान्ते ।
तद्भूतनाथानुग नार्हसि त्वं, सम्बन्धिनो मे प्रणयं विहन्तुम्५८

પદચ્છેદઃ–सम्बन्धम्=सख्यम्=મિત્રતા. आभाषणम् पूर्वं यस्मिन् सः आभाषणपूर्वः तम् आभाषणपूर्वं=જેમાં પ્રથમ વાતચિત હોય તેવી ( મીત્રતા ). आहुः=એવું વિદ્વાનો કહે છે. सः=सः सम्बन्धः=તે મીત્રતા. वनस्य मध्ये=वनान्ते=વનમાં. नौ संगतयोः=આપણા મેળાપની वृतः= जातः થઈ છે. तत्=તે કારણથી. भूतानाम् नाथः भूतनाथः तस्य अनुगः ( अनुगच्छाति इति अनुगः=સેવક ) भूतनाथानुगः तत् संबुद्धौ हे भूतनाथानुग !=હે સદાશિવના સેવક ! सम्बन्धः अस्ति अस्य इति सम्बन्धी–तस्य सम्बधिनः=સંબંધ રાખનાર–મિત્રના. मे=મારા. मे सम्बन्धिनः प्रणयं (વિનંતી)=હું કે જે ( તારો ) મીત્ર છઉં તેની વિનંતીને. विहन्तुम्= હણવાને, ના કબુલ કરવાને. त्वं न अर्हसि=તને ઘટતું નથી.

અર્થ—(દિલીપ આગળ કહે છે કે) વિદ્વાનોનું એવું કહેવું છે કે મીત્રતાની પૂર્વે વાત ચીતથાય છે—એટલે પહેલી વાતચીત થાય અને પછી મીત્રતા થાય છે-વનના મધ્ય ભાગમાં આપણા મેળાપથી આ સમ્બન્ધ (મીત્રતા) થયો છે એટલે હવે મારે અને તારે મીત્રતા થઇ છે તે કારણથી હે સદાશિવના સેવક ! હું કે જે તારો મીત્ર છઉં તેની વિનંતીને નહીં કબુલ રાખવાનું તને ઘટતું નથી-ગાયને બદલે મારા દેહને સ્વીકાર એવી જે મારી વિનંતી છે તે તારે કબુલ રાખવી જ પડશે.

(58) They say that friendship springs up after the exchange of a few words. Our friendstep has resulted from our meeting in the midst of this forest; therefore, Oh follower of Shiva! it does befit you, not to refuse this request of mine who have become your friend.

**तथेति गामुक्तवते दिलीपः, सद्यः प्रतिष्टम्भविमुक्तबाहुः ।**
**स न्यस्तशस्त्रो हरये स्वदेह, मुपानयत्पिण्डमिवामिषस्य ॥५९॥**

પદચ્છેદ:-तथा इति गाम्=' બહુ સારૂ ત્યારે ' એવી વાણીને. उवाच इति उक्तवान् तस्मै-उक्तवते=બોલતા. हरये=सिंहाय=સિંહ પ્રત્યે. दिलीपः=દિલીપ. सद्यः=तत्क्षणे=તુરતજ. प्रतिष्टम्भात् विमुक्तौ बाहू यस्य सः-प्रतिष्टम्भविमुक्तबाहुः=અટકાવથી જેના હાથ મુકત થયા છે એવો દિલીપ—અત્યાર સુધી જેના હાથ ધનુષ્યને ચોંટી ગયા હતા અને હવે મુક્ત થયા તે દિલીપ. सः=તે દિલીપ. न्यस्तानि शस्त्राणि येन सः न्यस्तशस्त्रः=જેણે બાણ ફેંકી દીધા છે તે (દિલીપ). आमिषस्य पिण्डम् इव=માંસના પિંડની માફક. स्वस्य देहः स्वदेहः तम् स्वदेहम्=પોતાના દેહને. उपानयत्=( उप+आ+नि ) અર્પણ કરતો હતો.

અર્થ—(કવિ કહે છે કે દિલીપની આવી ઉત્તમ દ્રઢતા જોઇને) " બહુ સારૂં ત્યારે " એટલે ' તારે ગાયને બચાવવી હોય તો તું તૈયાર થા ' એવી વાણી બોલતા સિંહની સમક્ષ-સિંહ પ્રત્યે-દિલીપ કે જેના હાથ (હમણુંજ-આ પ્રમાણે-દ્રઢ સંકલ્પ સંભળાવ્યા પછી) બંધનમાંથી મુક્ત થતા હતા તથા જેણે (સદાશિવની સત્તાને માન આપીને) હથીઆરનો ત્યાગ કર્યો હતો-ધનુષ્ય બાણ હેઠાં મૂકી દીધાં હતાં તે દિલીપ, માંસના પિંડાની માફક પોતાના દેહને અર્પણ કરતો હતો-મરવા માટે તૈયાર થઇને સિંહની સામે ઉભો રહ્યો હતો.

(59) The lion replied, "So be it." On hearing this, Dilipa's arms were soon free from the hold. He laid down his arms (weapons) and presented to the lion his body, as if, it were a lump of flesh.

**तस्मिन्क्षणे पालयितुः प्रजाना, मुत्पश्यतः सिंहनिपातमुग्रम् ।**
**अवाङ्मुखस्योपरि पुष्पवृष्टिः, पपात विद्याधरहस्तमुक्ता ॥६०॥**

**પદચ્છેદ:**—तस्मिन्क्षणे=તે સમયે. प्रजानाम्=પ્રજાના. पालयति इति पालयिता—तस्य पालयितुः=પાળનારના એટલે રાજાના. सिंहस्य निपातः सिंहनिपातः तम्—सिंहनिपातम्=સિંહનું પોતા તરફ કુદી પડવું તેને. उग्रम्=ભયંકર. ( તે निपातम्નું વિશેશણ છે ). उत्पश्यति इति उत्पश्यन् तस्य उत्पश्यतः=જોયા કરનાર ( દિલીપ ) ના. अवाङ्मुखं यस्य सः अवाङ्मुखः तस्य—अवाङ्मुखस्य=જેણે પોતાનું મુખ નીચું રાખ્યું છે તે દિલીપના. उपरि=ઉપર. विद्याधराणाम् हस्ताः विद्याधरहस्ताः तैः मुक्ता—विद्याधरहस्तमुक्ता=વિદ્યાધરના હાથમાંથી મુકાએલી ( પુષ્પ વૃષ્ટિ ). पुष्पाणाम् वृष्टिः पुष्पवृष्टि=પુષ્પનો વરસાદ. पपात=પડતી હતી.

**અર્થ**—( કવિ કહે છે કે ) તે ક્ષણે, પ્રજાનું પાલન કરનાર તથા સિંહના પોતા પ્રત્યે ભયંકર કુદકાની ( વાટ ) જોતા તથા જેનું મુખ નીચું હતું એવા દિલીપના ઉપર વિદ્યાધરોના હાથથી થએલી પુષ્પવૃષ્ટિ થઈ—તાત્પર્ય શરીરમાં મમતા નહીં રાખનાર પુષ્પથી પુજાય છે એવા ભાવનું સૂચન થયું.

(60) At that moment, showers of flowers, scattered by the hands of Vidyadharas, fell upon Dilipa (from the sky), who was the protecter of his subjects and was expecting the fatal spring of the lion, with his face looking downwards.

**उत्तिष्ठ वत्सेत्यमृतायमानं, वचो निशम्योत्थितमुत्थितः सन् ।**
**ददर्श राजा जननीमिव स्वां, गामग्रतःप्रस्रविणीं न सिंहम् ॥६१॥**

**પદચ્છેદ:**—हे वत्स उत्तिष्ठ=' હે બાળક ઉભો થા. ' इति એ પ્રમાણે. अमृतम् इव आचरति इति अमृतायमानं=અમૃતના જેવી. वचः=વાણી. उत्थितम्=ઉત્પન્ન થએલી ( વાણી ). निशम्य=સાંભળીને. उत्थितः सन्=દિલીપ ઉભો થતાં; ઉંચુ જોતાં. राजा ददर्श गाम्=રાજાએ

ગાયને જોઇ. स्वाम् जननीम् इव=જાણે પોતાની માતા હોય તે પ્રમાણે. अग्रतः=સન્મુખ, મુખ આગળ. प्रस्रवः अस्ति अस्याः सा प्रस्रविणी ताम्—प्रस्रविर्णीं=દુધ જરતી ( તે ગાય ) ને. न सिंहम्=સિંહને જોયો નહી.

અર્થ—' હે બાળક ઉભો થા ' એવી અમૃતના સરખી ઉત્પન્ન થએલી વાણીને સાંભળીને દિલીપ (પણ) ઉઠયો–ઉંચુ મુખ કર્યું. ( તે વખતે) તે રાજાએ જાણે પોતાની મા હોય તેવી દુધ જરતી ગાયને સન્મુખ જોઈ—પણ સિંહને ( જોયો ) નહીં. તાત્પર્ય–ગાયે પોતાની માયાને સંકેલી લીધી.

(61) On hearing the words, 'Rise up, my son!' sweet like nectar, the King raised his head and saw, instead of the lion, the cow standing before him, her milk streaming out from affection, as if, she was his own mother.

तम् विस्मितं धेनुरुवाच साधो, मायां मयोद्भाव्यपरीक्षितोऽसि।
ऋषिप्रभावान्मयिनान्तकोऽपि, प्रभुः प्रहर्तुं किमुतान्यहिंस्राः६२

પદચ્છેદ:–तम् विस्मितं=આ પ્રમાણે વિસ્મિત થએલા તે રાજાને અથવા રાજા પ્રત્યે. धेनुः उवाच=ગાય બોલી. हे साधो=હે સાધુ પુરૂષ ! मायां उद्भाव्य=માયાને પેદા કરીને. मया परीक्षितः असि=મારાથી તારી પરિક્ષા થઇ છે (परीक्षा संजाता अस्य स परीक्षितः).ऋषेः प्रभावः ऋषिप्रभावः तस्मात् ऋषिप्रभावात्=રૂષિના તેજમય જીવનથી. मयि=મારામાં. अन्तकः ( મોત અગર કાળ) अपि मयि प्रहर्तुम् न प्रभुः ( સમર્થ )=કાળ પણ મને મારવા સમર્થ નથી. किम् उत ( ત્યારે ? ) अन्यहिंस्राः=ત્યારે સિંહ આદિ હિંસક પ્રાણીઓનું જોર શું ! अन्ये चते हिंस्राः अन्यहिंस्राः =બીજા હિંસક પ્રાણીઓ.

અર્થ—( આ દેખાવથી ) વિસ્મય પામેલા તે રાજા પ્રત્યે ગાય બોલી કે ' હે સજ્જન પુરૂષ ! મેં માયા ઉપજાવીને તારી પરિક્ષા કરી છે. રૂષિના પ્રભાવથી કાળ પણ મને મારવાને સમર્થ નથી તો બીજા હિંસક પ્રાણીઓ તો શું ! '

(62) The cow thus spoke before the wondering King, "Oh, my good man! I invented that illusion and tested you. I also let you know that owing to the influence of the sage, even death has no power to strike at me then what to speak of other beasts of prey.

## दिलीप–परिक्षा–प्रसंग समाप्तम्.

**भक्त्या गुरौ मय्यनुकम्पया च, प्रीतास्मि ते पुत्र वरं वृणीष्व ।**
**न केवलानाम् पयसां प्रसूति, मवेहि मां कामदुघां प्रसन्नाम्६३**

**પદચ્છેદ:**–गुरौ भक्त्या=ગુરૂમાં ભકિતથી. मयि अनुकम्पया च= અને મારામાં દયાને લીધે. हे पुत्र ! अहम् ते प्रीता अस्मि=હે પુત્ર હું તારા પ્રત્યે રાજી–પ્રસન્ન થઇ છઉં. वरं वृणीष्व=વરદાન માગી લે. (वृ+ની વિકરણ+स्व પ્રત્યય ). केवलानाम्=માત્ર, ફકત. पयसां प्रसूतिम्= દુધની ઉત્પન્ન કરનારી. माम् न अवेहि=મને ન જાણ. ( પણ ) ( अवेहि· माम् ) कामदुघां प्रसन्नाम्=મને પ્રસન્ન થએલી કામદુધા જાણ. कामान् दोग्धि इति कामदुघा ताम् कामदुघाम्=કામદુધા.

**અર્થ**–હે પુત્ર ! ગુરૂ પ્રત્યેની ( તારી ) ભક્તિ અને મારા પ્રત્યેની ( તારી ) દયા એ બેઉથી હું તારા ઉપર પ્રસન્ન થઈ છઉં, તું વરદાન માગ. તું મને કેવળ દુધ આપનારી ગાય ન સમજીશ, પણ મને પ્રસન્ન થએલી કામધેનુ સમજજે. તાત્પર્ય–પરિક્ષા માટે તૈયારી ન કરે, તે પરિક્ષામાં બેસે નહીં અને પરિક્ષામાં બેસવાની હિંમત ન કરે તે ઈનામની આશા પણ નજ રાખી શકેઃ તું હવે વરદાનનો અધિકારી થયો છે.

(63) I am pleased with your devotion to your preceptor and also with your compossion for me; you may, therefore, ask any boon, my son ! Do not know me a mere cow giving milk but a cow if propitiated, granting the fulfilment of all desires.

**ततः समानीय स मानितार्थी, हस्तौ स्वहस्तार्जितवीरशब्दः ।**
**वंशस्य कर्तारमनन्तकीर्तिं, सुदक्षिणायां तनयं ययाचे ॥ ६४ ॥**

**પદચ્છેદ:**–ततः=પછી. मानिताः अर्थिनः येन सः मानितार्थी=જેણે યાચકોને પુજ્યા છે તે દિલીપ. सः=તે દિલીપ. स्वस्य हस्तौ स्वहस्तौ– स्वहस्ताभ्याम् अर्जितः ' वीर ' इति शब्दः येन सः–स्वहस्तार्जितवीरशब्दः= જે પોતાના બાહુબળથી વીર બન્યો છે એવો દિલીપ. हस्तौ समानीय= હાથ જોડીને, નમીને. ययाचे=માગતો હતો. वंशस्य कर्तारम्=વંશના કર્તાને એટલે પુત્રને. अनन्ता कीर्तिः यस्य सः अनन्तकीर्तिः–तम्–अनन्त कीर्ति=મોટી કીર્તિવાળા ( પુત્ર ) ને. सुदाक्षिणायां=સુદક્ષિણા રાણીમાં. तनयं=પુત્રને.

અર્થ—પછી જેણે યાચકોને પુજ્યા છે એટલે મોં માગ્યા પદાર્થો આપ્યા છે તથા જે પોતાના બાહુ બળથી વીર બન્યો છે એવા દિલીપે, બેઉ હાથ જોડીને, 'સુદક્ષિણા રાણીમાં, વંશનો કર્ત્તા અને મોટી કીર્તિવાળો પુત્ર થાય' એવું વરદાન માગ્યું.

(64) Then the King who had granted the prayers of mendicants and had acquired the fame of a hero by the progress of his hands, folded both his hands and prayed for the birth of a son of infinite glory and the founder of his dynasty from Queen Sudakshina.

**संतानकामाय, तथेति कामं, राज्ञे प्रतिश्रुत्य पयस्विनी सा ।**
**दुग्ध्वा पयः पत्रपुटे मदीयं, पुत्रोपभुङ्क्ष्वेति तमादिदेश ॥६५॥**

પદચ્છેદ:—संतानं कामयते इति संतानकामः तस्मै संतानकामाय—संतानकामाय राज्ञे=સંતાનની કામનાવાળા રાજા પ્રત્યે. तथा कामम् इति =' વરદાન માગવા પ્રમાણે થાઓ ' એવું. प्रतिश्रुत्य=प्रतिज्ञाय=પ્રતિજ્ઞા કરીને અગર સંભળાવીને. सा पयस्विनी ( प्रशस्तं पयः यस्याः सा पयस्विनी )=તે ઉત્તમ દુધવાળી ગાય. तत् आदिदेश=તે રાજાને આજ્ઞા કરતી હતી. हे पुत्र !=હે પુત્ર સરખા દિલીપ ! मम् इदं—मदीयं—तत् पयः =મારા આ દુધને. पत्रैः निर्मितः पुटः—पत्रपुटः तस्मिन् पत्रपुटे=પડીયામાં. दुग्ध्वा=દોહીને. उपभुङ्क्ष्व इति=પાન કર અગર પીજા એવી ( આજ્ઞા કરતી હતી ).

અર્થ—' જેવી તારી ઇચ્છા છે એમ થાઓ ' એવાં વચનો સંતાનની કામનાવાળા રાજા પ્રત્યે કહીને, તે ઉત્તમ દુધવાળી ગાય ' હે પુત્ર ! પડીયામાં મારૂં દુધ દોહીને તું પી ' એવી આજ્ઞા ( દિલીપને ] કરતી હતી.

(65) The sacred cow of copions milk, after granting the desired boon to the King who earnestly longed for issue, directed him, "My son ! make a pot of leaves to milk me in and then drink its contents."

**वत्सस्य होमार्थविधेश्च शेष, मृषेरनुज्ञामधिगम्य मातः ।**
**औधस्यमिच्छामि तवोपभोक्तुं, षष्ठांशमुर्व्या इव रक्षितायाः६६**

પદચ્છેદ:–हे मातः=હે મા ! वत्सस्य शेषम्=વાછરૂ ધાવ્યા પછી વધેલું તથા होमः एव अर्थः होमार्थः तस्य विधेः होमार्थविधेः होमार्थविधेः शेषम्=હોમની વિધિ થયા પછી બાકી રહેલું (દુધ). उधसि (આઉમાં) भवं–औधस्यम्=આઉમાં બનેલું એટલે દુધ. ऋषेः अनुज्ञाम्=રૂષિની આજ્ઞાને. अधिगम्य=પામીને અગર મેળવીને. तव औधस्यम्=તારૂં દુધ. उपभोक्तुम इच्छामि=પીવાને ઇચ્છુ છું. उर्व्याः रक्षितायाः=રક્ષણ કરાએલી પૃથ્વીના. षष्ठांशम् इव=છઠ્ઠા ભાગ તરીકે.

અર્થ—હે માત ! વાછરૂ ધાવ્યા પછી તથા હોમની વિધિ થયા પછી બાકી રહેલું દુધ, જેમ રક્ષણ કરાએલી પૃથ્વિનો છઠ્ઠો ભાગ [ અમે લઈએ છઈએ ] તેમ–એટલે છઠ્ઠા ભાગ જેટલું જ દુધ વસિષ્ટ રૂષિની આજ્ઞા મેળવીને પીવાની હું ઈચ્છા રાખું છઉં–[આ શ્લોક દિલીપની પરિપૂર્ણ ખાનદાની તથા ગુરૂભક્તિનું ભાન કરાવે છે. ]

(66) The King replied, "Oh mother! I shall drink your milk with the permission of the sage after your calf is fed and the necessary quantity for sacrificial ceremony has been taken, in accordance with my custom to take only the sixth part of the produce of the earth, well protected by me.

इत्थं क्षितीशेन वसिष्ठधेनु, र्विज्ञापिता प्रीततरा बभूव ।
तदन्विता हैमवताच्च कुक्षेः, प्रत्याययावाश्रममश्रमेण ॥ ६७ ॥

પદચ્છેદ:–इत्थं=આ પ્રકારે. क्षित्याः ईशः क्षितीशः तेन–क्षितीशेन =राज्ञा=રાજાથી. वासिष्ठस्य धेनुः विज्ञापिता=પ્રાર્થના કરાએલી વશિષ્ઠની ગાય. अतिशयेन प्रीता इति प्रीततरा=संतुष्टा=પ્રસન્ન, રાજી. बभूव=થઇ. तेन ( दिलीपेन ) अन्विता=દિલીપ સહિત–યુકત. हिमवतःअयं–हैमवतः तस्मात् हैमवतात्=હિમાલયની. कुक्षेः=गुहायाः=ગુફામાંથી. आश्रमम् प्रति=આશ્રમ તરફ. न श्रमः इति अश्रमः तेन अश्रमेण=શ્રમ રહિતપણે એટલે આનંદથી –મોજમાં. आययौ=ગઈ.

**અર્થ**—આ પ્રકારે રાજાથી પ્રાર્થના કરાએલી વસિષ્ઠ ગુરૂની ગાય પ્રસન્ન થઈ અને તે દિલીપ રાજા સહિત હિમાલયની ગુફામાંથી, મુનિના આશ્રમ તરફ ઘણી જ મોજમાં ગઈ–ચાલી.

(67) The cow of Vasishtha, thus requested by the lord of the earth, was greatly pleased; and she, followed by the King, returned to the hermitage without fatigue from the valley of the mountain Himalaya.

**तस्याः प्रसन्नेन्दुमुखः प्रसादं, गुरु र्नृपाणां गुरवे निवेद्य ।**
**प्रहर्षचिह्नानुमितं प्रियायै, शशंस वाचा पुनरुक्तयेव ॥ ६८ ॥**

**પદચ્છેદઃ**–तस्याः प्रसादं=ગાયે આપેલું વરદાન. प्रसन्नश्चासौ इन्दुश्च प्रसन्नेन्दुः–प्रसन्नेन्दुः इव मुखं यस्य सः–प्रसन्नेन्दुमुखः=ચંદ્રના જેવો પ્રસન્ન મુખવાળો ( દિલીપ ). नृपाणाम् गुरुः=રાજાઓમાં મુખ્ય એવો દિલીપ. गुरवे निवेद्य=ગુરૂને જણાવીને. प्रहर्षस्य चिह्नानि प्रहर्षचिह्नानि–तैः अनुमितः–प्रहर्षचिह्नानुमितः तम्–प्रहर्षचिह्नानुमितं=હર્ષના ચિન્હોથી અનુમાન કરાતું ( प्रसादं=વરદાન ). पुनरुक्तया वाचा इव=જાણે ફરીથી કહ્યું હોય તેમ. प्रियायै शशंस=( આ બે શબ્દો પહેલાં 'पश्चात्' શબ્દ છે એમ સમજી લેવું ) પછી તે દિલીપે તે વાત રાણીને કહી.

**અર્થ**—હર્ષના ચિન્હોથી અનુમાન કરાતું તે ગાયનું વરદાન અગર વરદાન સબંધી વાત, ચંદ્ર સરખા પ્રસન્નમુખવાળા તથા રાજાઓમાં મુખ્ય એવો દિલીપ રાજા, જાણે ફરીથી કહેતો હોય તેમ ગુરૂવસિષ્ઠને કહીને, પછી ( પોતાની ) રાણીને ( તે વરદાન સબંધી વાત ) કહેતો હતો.

(68) The King of Kings whose face was as pleasant as moon, having informed his preceptor of the favour of the cow, narrated it to his queen in words which were a repeatition, in as much as it was already guessed by the open marks of joy illuminating his face.

**स नन्दिनीस्तन्यमनिन्दितात्मा, सद्वत्सलो वत्सहुतावशेषम् ।**
**पपौ वसिष्ठेन कृताभ्यनुज्ञः, शुभ्रं यशो मूर्तमिवातितृष्णः॥६९॥**

પદચ્છેદ:-सः=દિલીપ. निंदा संजाता अस्य इति निन्दितः-न निन्दितः अनिन्दितः-अनिन्दितः आत्मा यस्य सः-अनिन्दितात्मा=જે નિંદાને પાત્ર નથી એવો દિલીપ. सत्सु वत्सलः-सद्वत्सलः=સત્પુરૂષોમાં પ્રીતિવાળો દિલીપ. वसिष्ठेन=વસિષ્ઠથી. कृता अभ्यनुज्ञा यस्य सः-कृताभ्यनुज्ञः =આજ્ઞા કરાઇ છે એવો દિલીપ. स्तने भवं स्तन्यम्-नन्दिन्याः स्तन्यम्-नन्दिनीस्तन्यम्=નન્દિની નામની ગાયના દુધને. वत्सश्च हुतश्च-वत्सहुते-वत्सहुतयोः अवशेषं वत्सहुतावशेषं=વાછરૂ ધાવ્યા પછી તથા હોમની ક્રીયામાં જેટલું જોઇએ તેટલું વાપર્યા પછી બાકી રહેલા ( દુધ ) ને. शुभ्रं=સફેદ, ચોખ્ખું ( દુધ ). मूर्तम्=આકારવાળું, મૂર્તિમાન્. यशः इव=યશની પેઠે. अत्यंतं तृष्णा यस्य सः अतितृष्णः અત્યંત તૃષ્ણાવાળો અથવા આતુર એવો દિલીપ. पपौ=પીતો હતો.

અર્થ—દિલીપ કે જે નિંદાને પાત્ર નથી એટલે સ્તુતી પાત્ર છે તથા જે સત્પુરૂષોમાં પ્રીતિ રાખવાવાળો છે તથા જેને ( દુધ પીવા માટે ) વસિષ્ઠ ગુરૂ તરફથી આજ્ઞા મળી ચૂકી છે તથા મૂર્તિમાન્ યશરૂપી દુધને પીવાને જે અતી આતુર છે તે દિલીપે, વાછરૂના ધાવ્યા પછી તથા હોમની ક્રિયામાં જેટલું જોઈએ તેટલું લીધા પછી બાકી રહેલું નન્દિની ગાયનું ચોખ્ખું-પવિત્ર દુધ પીધું.

(69) With the permission of Vasishtha the King whose life was uncensared throughout and who was respectful to the good, drank with great earnestness, the milk of the cow left after feeding the young catf and after furnishing the necessary amount for the sacrificial ceremony—the white milk which looked like his own fame incarnate.

**प्रातर्यथोक्तव्रतपारणान्ते, प्रास्थानिकं स्वस्त्ययनं प्रयुज्य।**
**तौ दंपती स्वां प्रति राजधानीं, प्रस्थापयामास वशी वसिष्ठः७०॥**

પદચ્છેદ:-प्रातः=પ્રાતઃકાળમાં. यथोक्तश्च तत् व्रतश्च-यथोक्त व्रतं ( આગળ બતાવ્યું છે તે દિલીપે ધારણ કરેલું વ્રત )-यथोक्तव्रतस्य पारणा-यथोक्तव्रतपारणा-यथोक्तव्रतपारणायाः अन्त-यथोक्तव्रतपारणान्तः त-

स्मिन्–यथोक्तव्रतपारणान्ते=દિલીપે ધારણ કરેલા સદરહુ અગર ઉપર જણાવેલા વ્રતમાં છેવટનું ભોજન થતાં. प्रस्थाने भवं प्रास्थानिकं तत् प्रास्थानिकं=પ્રયાણ કાળે કહેલું. स्वस्ति ईयते ( મળે, પમાય ) अनेन इति स्वस्त्ययनं=જેનાથી કલ્યાણ મળે અગર થાય તે–એટલે શુભ આશીર્વાદ. प्रयुज्य=આપીને. जाया च पतिश्च दंपती. तौ दंपती=તે રાજા રાણીને. राज्ञः धानी ( નગરી ) राजधानी–तां–राजधानीं–स्वां राजधानीं प्रति=પોતાની રાજધાની તરફ. वशम् अस्ति अस्य इति वशी=ઇંદ્રિઓને વશ કરનાર. वशी वासिष्ठः=ઇંદ્રિઓને વશ કરનાર વસિષ્ઠ રૂષિ. प्रस्थापयामास= મોકલતા હતા.

**અર્થ**—દિલીપે જે વ્રત ધારણ કર્યું હતું તે વ્રતનું પારણું કર્યા પછી પ્રાતઃકાળમાં પ્રયાણ સમયે અપાતા શુભાશીર્વાદ આપીને, જીતેંદ્રિય વસિષ્ઠ ગુરૂએ તે રાજા તથા રાણીને તેમની રાજધાની પ્રત્યે મોકલ્યા–જવા રજા આપી.

(70) The next morning, Vasishtha who had controlled his-self gave the king and the queen, his blessings at the time of departure, after their meals, suited to the finishing ceremony of their vow were over and permitted them to return to their capital.

प्रदक्षिणीकृत्य हुतं हुताशमनन्तरं भर्तुररुन्धतीं च ।
धेनुं सवत्सां च नृपः प्रतस्थे, सन्मङ्गलोदग्रतरप्रभावः ॥ ७१ ॥

**પદચ્છેદઃ**–हुतं=હોમવાનું દ્રવ્ય–સામગ્રિ. हुतं अश्नाति इति हुताशः तम् हुताशम्=अग्निम्=અગ્નિને. भर्तुः अनन्तरं=પ્રથમ વસિષ્ઠને અને પછી. अरुन्धतीं=અરૂન્ધતીને. वत्सेन सहिता सवत्सा ताम्–सवत्साम्. सवत्साम् धेनुं=વાછરૂવાળી નન્દિની ગાયને च=અને. नृपः=દિલીપ. प्रद-क्षिणी कृत्य=પ્રદક્ષણા કરીને. प्रतस्थे=चचाल=ચાલ્યો. सन्ति चतानि मङ्ग-लानि च सन्मङ्गलानि ( સારાં મંગળો )–सन्मङ्गलैः उदग्रतरः (ઉન્નત અથવા ઉત્તમ)=प्रभावः यस्य सः सन्मङ्गलोदग्रतरप्रभावः=સારાં મંગળો (શુકનો) થી જેનો પ્રભાવ અથવા શોભા ઉન્નત થઈ છે એવો દિલીપ.

**અર્થ**—સારાં મંગળો અગર શુકનોથી જેનો પ્રભાવ અથવા જેની શોભા ઉન્નત થઈ છે એવો દિલીપ રાજા હોમવાની સામગ્રીને, અગ્નિને, વસિષ્ઠ ગુરૂને

અને પછી અરૂન્ધતીને તથા વાછડાવાળી નન્દિની નામની ગાયને પ્રદક્ષિણા કરીને ચાલ્યો.

(71) The King went round the materials of sacrifice, the holy fire, Guru Vasishtha and his wife and also the sacred cow with her calf and started for home with his prowess, redoubled by auspicious omens.

**श्रोत्राभिरामध्वनिना रथेन, स धर्मपत्नीसहितः सहिष्णुः ।**
**ययावनुद्घातसुखेन मार्गं, स्वेनेव पूर्णेन मनोरथेन ॥ ७२ ॥**

**પદચ્છેદ**:-श्रोत्रयोः अभिरामः ( પ્રીય ) ध्वनिः यस्य सः-श्रोत्राभिरामध्वनिः तेन-श्रोत्राभिरामध्वनिना=કાનને આનંદ આપે એવા અવાજવાળા ( રથ )થી એટલે રથમાં બેશીને. नास्ति उद्घातः यस्य सः अनुद्घातः=प्रतिबन्धनिवृत्तिः=ડેશ નહી ખાતો અથવા ઉંચો નીચો ડોલતો એવો નહીં-પેટમાં પાણી પણ ન હાલે તેવી રીતે સિધ્ધો ચાલતો. अनुद्घातः अतः एव सुखः अनुद्घातसुखः-तेन-अनुद्घातसुखेन=ડેસ ન ખાવાથી જે સુખ મળે તે સુખ આપતા ( રથ )થી એટલે એવા રથમાં બેશીને. रथेन=રથથી એટલે રથમાં બેસીને. सः=તે દિલીપ. धर्मस्य पत्नी धर्मपत्नी -धर्मपत्न्या सहितः-धर्मपत्नीसहितः=રાણી સહિત દિલીપ. सहते इति एवं शीलः सहिष्णुः=સહન કરવાના સ્વભાવવાળો. मार्गं=માર્ગ તરફ. ययौ= ગયો. पूर्णेन ( सफलेन ) मनोरथेन इव=પૂર્ણ થયેલા અગર સફળ થએલા મનોરથોની માફક એટલે પુત્ર માગણીનો મનોરથ સિદ્ધ થયા પછી તે સમંધી હજારો વિચાર જેમ ત્વરાથી આવતા હતા તેમ.

**અર્થ**—સફળ થએલા મનોરથો ઉપર ચડીને જાણે ઉડતા હોય તેમ, સહનતાના શીલવાળો તે રાજા, પોતાની સ્ત્રી સહિત, કાનને આનંદ આપે તેવા અવાજવાળા તથા જેમાં બેસવાથી પેટમાં પાણી પણ ચાલે નહી તેવા રથમાં બેશીને (રાજધાનીના) માર્ગ તરફ ગયો-રસ્તે ચડયો.

(72) He (King Dilipa) who was patient went with his wife by the car, whose sound was charming to the ear and which

afforded ease owing to its being free from joltings, as if, he was carried on the wings of his desire which was fulfilled.

**तमाहितौत्सुक्यमदर्शनेन, प्रजाः प्रजार्थव्रतकर्शिताङ्गम् ।**
**नेत्रैः पपुस्तृप्तिमनाप्नुवद्भिः, नवोदयं नाथमिवौषधीनाम् ॥७३॥**

**પદચ્છેદ:**–अदर्शनेन=નહીં જોવાથી. तम्=દિલીપને आहितं औत्सुक्यम् येन सः तम्=જેને ન જોવાથી આતુરતા વધી છે તે દિલીપને. प्रजायै इति प्रजार्थं प्रजार्थश्च तत् व्रतश्च तत् प्रजार्थव्रतं तेन कर्शितम् अङ्गम् यस्य सः तम् प्रजार्थव्रतकर्शिताङ्गम्=(संतानार्थेन नियमेन कृशीकृतमङ्गं यस्य सः–तम् )=સંતાનને માટે કરેલા વ્રતથી જેનું શરીર સુકાયું છે એવા દિલીપને. तृप्तिम् अनाप्नुवद्भिः ( अतिगृध्नुभिः ) નહીં ધરાતાં ભૂખ્યાં. नेत्रैः=નેત્રોવડે प्रजाः पपुः=પ્રજા અથવા રૈયત પીતી હતી એટલે જોતી હતી. औषधीनाम् नाथं=सोमम्=ચંદ્રમાને. नवः उदयः यस्य सः नवोदयः तम्–नवोदयम्=નવો ઉગતો એટલે સુદી બીજના ચંદ્રમાને.

**અર્થ**—બીજના ચંદ્રને જોવાને માટે જેમ પ્રજા આતુર થાય તેમ દિલીપ કે જેનાં દર્શન નહીં થવાથી આતુરતા વધી હતી, તથા સંતાનને માટે વ્રત કરવાથી જેનું શરીર સુકાઈ ગયું હતું એવા દિલીપને ( તેની ) રૈયત નહીં ધરાતાં નેત્રોથી જોઈ રહી હતી–નિહાળતી હતી.

(73) The subjects began to drink with their eager eyes (which were not satisfied) the sight of the king who, by his absence, had made the people eager and whose body was emaciated from the effects of his vow for issue, as if, he were the new moon—the hard of herbs.

**पुरंदरश्रीः पुरमुत्पताकं, प्रविश्य पौरैरभिनन्द्यमानः ।**
**भुजे भुजंगेन्द्रसमानसारे, भूयः स भूमेर्धुरमाससञ्ज ॥ ७४ ॥**

**પદચ્છેદ:**–पुरः (નગરને) दारयति (નાશ કરે) इति पुरंदरः=ઇંદ્ર. पुरंदरस्य श्रीः इव श्री यस्य सः पुरंदरश्रीः=ઇંદ્રના જેવી શોભાવાળો દિલીપ. पुरे भवाः पौराः तैः पौरैः=નગરવાસીઓથી. अभिनन्द्यते इति अभिनन्द्य-

मानः सः=સ્તુતિ કરાતો તે દિલીપ. उन्नताः पताकाः यस्मिन् तत् उत्पताकं-तत् उत्पताकं पुरं प्रविश्य=ધજા પતાકાવાળા શહેરમાં પ્રવેશ કરીને. भुजाभ्याम् गच्छन्ति इति भुजङ्गाः तेषाम् इन्द्रः भुजंगेन्द्रः तेन समानः सारः यस्य सः– भुजंगेन्द्रसमानसारः तस्मिन्–भुजंगेन्द्रसमानसारे=શેષનારાયણ સમાન બળવાળા ( હાથ )માં. भुजे=હાથમાં. भूयः=ફરીથી. सः=તે દિલીપ. भूमेः धुरं=પૃથ્વીનો એટલે રાજ્યનો કારભાર–કામકાજ. आसञ्जयत्=स्थापित-वान्=સ્થાપતો હતો, લેતો હતો.

અર્થ—ઇંદ્રના જેવી શોભાવાળા તથા નગરવાસીઓથી સ્તુતી કરાતા તે દિલીપ રાજાએ, પોતાના ધજાપતાકાથી શણગારેલા શહેરમાં પ્રવેશ કરીને, શેષનારાયણ સરખા પોતાના બળવાન હાથમાં રાજ્ય કારભાર ફરીવાર લીધો.

(74) King Dilipa as glorious as Indra entered the city decorated with flags and banners and was welcomed by the citizens. He took again the yoke of his kingdom in his hand which was equal in strength to the Lord of the serpents.

अथ नयनसमुत्थं, ज्योतिरत्रेरिव द्यौः
सुरसरिदिव तेजो, वह्निनिष्ठ्यूतमैशम् ।
नरपतिकुलभूत्यै, गर्भमाधत्त राज्ञी
गुरुभिरभिनिविष्टं, लोकपालानुभावैः ॥ ७५ ॥

પદચ્છેદ:–अथ=પછી. अत्रेः=અત્રિ ઋષિના. नयनयोः समुत्थं नयनसमुत्थम्=આંખમાં ઉત્પન્ન થએલું. ज्योतिः=તેજ, ( ચંદ્રને ) द्यौः ( आधत्त ) इव=જેમ આકાશ ધારણ કરે છે તેમ. सुराणाम् सरित् सुरसरित्=ગંગા. इव=જેમ. तेजः=તેજ. वह्निना निष्ठ्यूतम् ( विक्षिप्तम्=તજેલું, ફેંકેલું. )=અગ્નિથી ફેંકાએલું. ईशस्य इदं ऐशम् तत्=મહાદેવ સબંધી, મહાદેવનું. नराणाम् पतिः नरपतिः–नरपतेः कुलं–नरपतिकुलं तस्य भूतिः–नरपतिकुलभूतिः–तस्यै–नरपतिकुलभूत्यै=રાજાના કુળની આબાદી માટે. राज्ञी गर्भम् आधत्त=રાણીએ ગર્ભ ધારણ કર્યો. लोकपालानाम् अनुभावाः ( અંશો અગર ભાવ )–लोकपालानुभावाः तैः लोकपालानुभावैः=गुरुभिः लोकपालानुभावैः=લોકપાલોના મહાન અંશોથી. अभिनिविष्टं ( गर्भम् ) =વ્યાપ્ત અગર યુકત.

**અર્થ**—જેમ અત્રિઋષિની આંખમાં પેદા થએલું તેજ ( ચંદ્રમા ) આકાશે ધારણ કરી લીધું છે, જેમ અગ્નિથી ફેંકાએલું શીવનું તેજ ગંગાજીએ ધારણ કરી લીધું છે તેમ લોકપાળોના મહાન અંશોથી વ્યાપ્ત-યુક્ત ગર્ભને, દિલીપના કુળની આબાદિ માટે રાણી ( સુદક્ષિણા ) એ ધારણ કર્યો હતો.

(75) As tho sky holds the moon which sprang from the eyes of Atri and as the Ganges does the lustre of Sadâshiva, thrown out by fire, the queen conceived the future prince, imbued with the spirits of the lords of different directions for the good of the Royal race.

## समाप्तम्.

---

**નિવેદન**—સંસ્કૃત તાજું કરવાનો શોખ થતાં, રઘુવંશનો ગ્રન્થ હાથમાં લીધો. સદ્‌ભાગ્યે પંડિતજી લલુભાઈ મળી ગયા. વાંચતાં વાંચતાં કાંઈ નોટ કરી. નવરાશ મળતાં તે નોટને લંબાવીને સારા રૂપમાં મુકી. મંડળને તથા વિદ્યાર્થીઓને વધારે ઉપયોગી થાય એમ ધારી આ ગ્રન્થ છપાવ્યો છે. આ કાર્ય વિદ્વતા બતાવવા માટે નથી કર્યું. પણ ઉત્સુક સ્ત્રી પુરૂષોની સેવા માટે કર્યું છે. મંડળના દરેક માણુસો તથા વિદ્યાર્થીઓ દિલીપ પરિક્ષા પ્રસંગ બરાબર સમજવા પ્રયત્ન કરશે તો હું ઘણોજ રાજી થઈશ.

**મોક્ષ મંદીર-અમદાવાદ.**
સંવત ૧૯૭૮ વસંત પંચમી.

લી–સેવક,
**રામશંકર મોનજી ભટ.**

# બે બોલ.

ગ્રન્થ લખવામાં તથા તેનાં પ્રુફ વિગેરે તપાસ કરવામાં બનતી સંભાળ છે તો પણ ભૂલ હોય તો સજ્જન પુરૂષો જેમ નદીના વાંકા ચુંકા કાંઠા સામું નહી જળ સામેજ નજર રાખે છે તેમ કૃપા કરી સુધારીને વાંચશોજી. બ્હોળા જ્ઞાનવાળા પણ પોતાની શકિતનો વિચાર નહીં કરતાં અત્યારના જમાનાનો ફેરફાર, બાળ યાદશક્તિનું પ્રમાણ વિગેરેનો વિચાર કરીને બાળકોને આ પુસ્તકનો લાભ આપશે એવી વિનં

તંત્રી મોક્ષપત્રિકા.

## મોક્ષમંદીરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

**મોક્ષપત્રિકા**—માસીક–શ્રીમદ્‌ભાગવત ઉપર મોક્ષમંદીરમાં થતાં અસહકારક વ્યાખ્યાનો–દર વરસે લવાજમ (આ માસીક સંવત ૧૯૭૬ ના માઘથી પ્રગટ થાય છે. ગઇ બે સાલના તમામ અંકોના પાકાં પુંઠાથી બાંધેલા પુસ્તકો તૈયાર છે દરેકની કિંમત માત્ર રૂ. ૨–૨–૦.) ૨–

**મોક્ષવાણી**—તુલસીકૃત રામાયણમાંથી ચુંટી કાઢેલા ઉત્તમ પ્રસંગો–ગુજરાતી મોટા ટાઇપમાં તથા ગુજરાતી ટીકા સહીત ત્રીસ ફર્માના પુસ્તકના. ૦–

**મોક્ષમણી**—પ્રથમ ભાગ–શ્રી શંકરાચાર્યની ચર્પટ પંજરીકા (બીજો ભાગ ખલાસ.) ૦–

**મોક્ષમણી**—ત્રીજો ભાગ–શ્રી શંકરાચાર્યનો તત્વબોધ. ૦–

**મોક્ષમણી**—ચોથો ભાગ–શ્રી શંકરાચાર્યનો આત્મબોધ. ૦–

**મોક્ષમણી**—પાંચમો ભાગ–શ્રી તુલસીદાસજીની મણીરત્નમાળા. ૦–

પાંચે ભાગ સાથે બાંધેલા તેના. ૦–

ચાર ભાગ સાથે બાંધેલા તેના. ૦–

(મોક્ષમણીઓ માટે દરેક ભાગના પોસ્ટેજ માટે અરધા આનાની ટીકીટ મોકલ

**રઘુવંશ**—પ્રથમ સર્ગ. ૦–

**રઘુવંશ**—બીજો સર્ગ. ૦–

બેઉ સાથે. ૦–

(વિદ્યાર્થી માટે દરેક સર્ગે બે આના ઓછા.)

**નોંધ—થોડું** ભણેલા સ્ત્રી પુરૂષોને જ્ઞાન મેળવવા માટે આ સુંદર સાધન છે. અને અનુભવ કરીને જુજ છે.

અમદાવાદ–ધી ... પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.